# ઓ૩મ.

# આર્ય સમાજ.

અને

# શ્રીમદ્ શંકરાચાર્ય માધવાતીર્થ.



વચ્ચે થયલો.

## શાસ્ત્રાર્થ.

સ્થળ આમલશાદ

દ્વારિકા શારદા મઠના શંકરાચાર્ય આજ અનેક મહીનાં થયાં ગુજરાત માંહે સુરત જીલ્લામાં વિજય યાત્રાના ઉદ્દેશથી વિચરે છે. તેઓશ્રીને કોઇ પુછશે કે વિરપુર અને મુંબાઇ આદી સ્થળે વિજય મેળવ્યો એવોજ વિજય હ્યાં પણ મેળવવા ફરે છે કે કેમ? તે વિજયથી શું હજી તેમની પરિપુર્ણ ખાત્રી થઇ નથી યા તેઓ અત્રે પણ તેવોજ વિજય મેળવી અત્રેના લોકોમાં ખરી ખાત્રી દર્શાવવાની ઉમેદમાં છે। ગુરૂ સ્થાનની સ્વારીનું જ્યાં જ્યાં આગમન થતું ત્યાં ત્યાં એક નાની વિજય પત્રીકા વહેંચવામાં આવતી. તે પુર્વે તે ગામના પ્રતિષ્ઠિત ગૃહસ્થો ઉપર તેમની ગોઠવણ કરવા સંબંધે સંસ્કૃત ભાષામાં તેમના ઉપર સહી શીક્કા સાથે મોકલવામાં આવતી પરંતુ તેની અત્રે જરૂર નહીં જણાયાથી આપવામાં આવી નથી. વિજય પત્રીકા નીચે પ્રમાણે:—

---

## નોટીસ નંબર ( ૧ )

# श्री जगतगुरु श्री मच्छंकराचार्यो विज्ञपते.

શ્રી જગદ્ગુરૂ શંકરાચાર્ય દ્વારકાં શારદા મઠાધીશ્વર એમની સ્વારી હાલમાં વિજય યાત્રાના ઉદ્દેશથી શારદા મઠના તાબાનાં પ્રદેશોમાં વીચરે છે તો તેઓનું દર્શન. ઉપદેશાદીનો લાભ ચાતુર્વર્ણ્ય પ્રજાને થાય તે માટે નીચે પ્રમાણે ગોઠવણુ કરેલી છે.

૧ પ્રાતઃકાળ ૫।। વાગતા શ્રી ચંદ્રમૌલેશ્વર, શ્રી દ્વારકાંનાથનાં મંગળ આર્તિનું દર્શન.

૨ પ્રાતઃકાળ ૭।। થી ૮।। સુધી શ્રી જગદ્ગુરૂ રક્ષિત શનો પચારયુક્ત દેવ પુજાનાં દર્શન.

૩ પ્રાતઃકાળ ૯ થી ૧૦ સુધી આચાર્યશ્રીનું સર્વ પ્રજાને દર્શન અને શીક્ષારણ ઉપદેશ.

૪ સાયંકાળ ૪ થી ૫ સુધી સ્વધર્મી જીજ્ઞાસુ લોકનું શંકા સમાધાન.

૫ સાયંકાળ ૫ થી ૬ સુધી સાર્વજનીક ધર્મોપદેશ ચાલશે.

વિશેષ સુચવવામાં આવે છે કે હાલમાં સમાજી વિગેરે આધુનિકો કપોળ કલ્પિત કુતર્ક દુર્વાદોથી ભોળવાઇ જઇ કેટલીક અજ્ઞાની પ્રજા અનાદિ શાસ્ત્રસિદ્ધ એવા પોતાનો વર્ણાશ્રમ ધર્મ ત્યાગ કરી આધુનિક મતમાં પ્રવેશ કરે છે માટે સમાજીયોનું મંતવ્ય વેદશાસ્ત્ર વિરૂદ્ધ છે. અને તે મતમાં પ્રવેશ કરનાર વર્ણાશ્રમ ધર્મથી પતીત થાય છે એમ તેઓનાંજ ગ્રંથથી સિદ્ધ કરવામાં આવશે, તેમજ —

૧ મૂર્તિપુજા ૨ ઈશ્વરાવતાર ૩ પરલોક સિદ્ધી ૪ શ્રાદ્ધ ૫ ચાતુર્વર્ણ્ય વિગેરે અનાદિ વેદ પ્રમાણ સિદ્ધ છે, એ પણ સિદ્ધ કરવામાં આવશે.

મીતી સંવત ૧૯૬      ના
સ્વારી મુકામ

## કેશવલાલ મગનલાલ.

### શારદા મઠ સર્વાધીકારી.

---

સ્વારી તાબાના પ્રદેશમાં વિજય યાત્રાના ઉદ્દેશથી વિચરે છે તો તે વિજય કોના ઉપર મેલવ્યો. હેન્ડબીલ ઉપરથી બ્હારનો ઠાઠતો ઘણો ભવ્ય જણાય છે ! સ્વારી તાબાના પ્રદેશમાં વિચરે છે ? સારે ભાગ્યે રાજ્ય ઇંગ્રેજનું છે. નહીંતો તાબાના પ્રદેશના રહીશોની શી વલે થાત ? જ્યાં આમંત્રણ તથા નિવાસની વ્યવસ્થાજ કરવાની કટા ટટી પડે છે તથા વિજય યાત્રાનીતો વાતજ શી પુછવી ? મંચુરીયામાં જય મેલવી જપાનીસ કાફલો જેમ પ્રદેશોમાં ફરવા નીકળ્યો છે તેમ એ સ્વારી ફરતી હશે ? અર્થમાં વધારે તફાવત નથી ઈન્ડીઆ સરકારનો આડમ્બર કરવો એતો ઘણો સ્હેલ છે. વધારે નહીં ફક્ત બે રૂપીઆના હેન્ડબીલનુંજ કામ ! અને વધારામાં બેચાર ઘગડાં ! ખાનગી પોલીસતો શું પણ જો તેનો પગાર આપવામાં આવેતો સરકારી પોલીસ પણ મેલવી શકાય. કદાપિ લડાઇની વાત સાંભળી આદ્ય શંકરાચાર્યના વિજયની યાદ આવી તેમની વિજય યાત્રા હવે હમણા કરો છો ? અને લોકો આંધળા થઈ ગયાછે તેમને ઘીની મસાલથી દેખતા કરો છો. સમુહતો પહેલાં કરતાં હમણા ઘણો દેખતો થયોછે અને પોપ લીલા પાકી સમજી ગયો છે. એતો કદાપી ભવિષ્યના વિચારથી ગુંચવાઈ એમ કરવામાં આવતું હશે ?

મહારાજ શ્રીની સ્વધર્મી પ્રજા કઇ ? સ્વામી નારાયણી, દાદુ પંથી, કબીર પંથી, જૈન કે વૈષ્ણવ માર્ગી ? એતો એમની સ્વધર્મ અનુયાયી પ્રજા. કેમકે એઓ ગમે તેટલી હાલની કપોલ કલ્પિત છે પણ તેમની સાથે ઢોલકી વગાડવામાં સામેલ એટલે તેમનો બાધ નહીં. આર્ય સમાજીઓતો પોપ લીલાનું

પાગલપણું બહાર પાડી દે એટલે તેઓ વર્ણાશ્રમ ધર્મથી પતિત થઇ ગયા કહેવાય. ખબર ક્યાંછે કે વેદ વિરૂદ્ધ વર્તન યાને બીજા શબ્દોમાં પુરાણીક પાગલપણું કોણ ચલાવે છે? શૂદ્રવત કોણ થયા છે? જડવાદ કોણ ગુંહણુ કરે છે? તેમના ( સમાજીઓના ) પુસ્તકથી તો સિદ્ધ કરવાનું દુર રહ્યું પણ કોઇ માણુસ શંકા પુછવા ઉભો થાયછે તો તેને પહેલો સવાલ એજ કરવામાં આવે છે કે તમો સમાજી છો યા કોણ છો? હુશીયારી એટલી છે કે જ્યાં મુકામ જાયછે ત્યાં સમાજીઓની વસ્તિ કેટલી છે તથા જોર કેવું છે. તે જોયા પછી તે પ્રમાણે વર્તવામાં આવેછે. જો જીજ્ઞાસુ સમાજી માલૂમ પડેછે તો તો કહેવામાં આવેછે કે હમણા ફુરસદ નથી. તમો કાગલ ઉપર લખી હમારા સીપાઇને આપી જશોતો હમોને મલશે, બાદ હમોને યોગ્ય લાગે જવાબ નોંધી આપીશું. કેવી હુશીયારી! ત્યાં જવાબ અપાય અને રહી ઓ બીજે કાઢયો અને યોગ્ય જવાબ ન ડી અપાયો તો પરીણામ જુદું આવે ત્યારે આ રસ્તો ઠીક શોધી કહાડયો છે.

પ્રસ્તુત પત્રીકા વહેચાઇ ત્યારે કઠોલી મુકામે ( આમલસાડ સ્ટેશનથી દોઢગાઉ) કેટલાક અનાવિલ આર્ય સમાજી કોએ મહારાજ શ્રીને પત્રીકા અનુસાર "સમાજીઓનું મંતવ્ય વેદ સાસ્ત્ર વિરૂદ્ધ છે અને તેમ તેમાં પ્રવેશ કરવાથી વર્ણાશ્રમ ધર્મથી પતિત થાય છે એ તેઓનાજ પુસ્તકથી સાબીત કરવામાં આવશે" એવા જાહેર લખાણથી શાસ્ત્રાર્થની રજીષ્ટર નોટીસ આપી તે નીચે મુજબ:—

ॐ

# શાસ્ત્રાર્થ.

## શ્રીમદ્ પરમહંસ પરિવ્રાજકાચાર્ય શારદા મઠાધીશ્વર શ્રીમજ્જગદ્ ગુરૂ શંકરાચાર્ય મહારાજ.

યત મહારાજશ્રીની પવિત્ર સેવામાં હમો નીચે સહી કરનારા આપના નમ્ર સેવકો વિનયપૂર્વક નિવેદન કરવાની આજ્ઞા માગીએ છીએ.

મહારાજ શ્રીને અતિ નમ્ર ભાવથી વિજ્ઞપ્તિ કરવાની કે આપના તરફથી આપના શારદા-મઠ સર્વાધીકારી રા. રા. કેશવલાલ મગનલાલની સહીવાળી હસ્તપત્રિકા વહેંચવામાં આવી છે. તે પત્રિકામાં જણાવેલું છે કે "સમાજી-ઓનું મંતવ્ય વેદશાસ્ત્ર વિરૂદ્ધ છે, અને તે મતમાં પ્રવેશ કરનાર વર્ણાશ્રમ ધર્મથી પતીત થાય છે. અને તેઓનાંજ પુસ્તકોથી એ બાબત સિદ્ધ કરવામાં આવશે" એમ પણ જણાવેલું છે. ઉક્ત હસ્તપત્રિકામાં "સમાજી" કાંઇપણ સ્પષ્ટાર્થ કરવામાં આવેલો નથી. હાલમાં પ્રાર્થના સમાજ બ્રહ્મો સમાજ આર્ય સમાજ વગેરે સંસ્થાઓ ઉભી થયલી છે. તે પૈકીના આર્યસમાજ ઉપર જો મહારાજ શ્રીના આક્ષેપો ઉક્ત હસ્ત પત્રિકામાં જણાવ્યા પ્રમાણે હોય તો હમારી સમજ એવી થાયછે કે, મહારાજ શ્રી શાસ્ત્રાર્થ કરીને એ બાબતો સિદ્ધ કરી આપવાનો શ્રમ લેવા કૃપા કરશો. તે શાસ્ત્રાર્થ કરવા માટે મહારાજ શ્રી કૃપા કરીને અત્રે ( ધમડાછા ) ગામમાં નિવાસ કરો, અને આર્યસમાજીઓને શાસ્ત્રાર્થ કરવાની સૂચના આપી, તેઓના પંડીતોને બોલાવવાનો પુરતો અવકાશ આપી, શાસ્ત્રાર્થ કરી ખરેખરો નિર્ણય સિદ્ધ કરીને સેવકોની ધર્મ જીજ્ઞાસા પૂર્ણ કરવા કૃપા કરશો.

આર્ય-સમાજીઓ શાસ્ત્રાર્થ કરવા તઇયાર છે પરંતુ એવી શરત કરી માગેછે કે:—

૧. આપના કોઇપણ અનુયાયીએ રૂ. ૧૦૦) કોઇપણ પ્રતિષ્ઠિત ગૃહસ્થને ત્યાં અનામત મૂકવા.

૨. મહારાજ શ્રી જો આર્ય સમાજના પંડીતો સાથે શાસ્ત્રાર્થ કરે તો ઉપલી અનામત રકમ પાછી મળશે.

૩. શાસ્ત્રાર્થ ન કરવામાં આવે અને પંડીતોને નકામો ફેરો પડે તો તેઓનો આવવા જવા વગેરેનો ખર્ચ કાપીને બાકીની રકમ પાછી મળશે.

૪. શાસ્ત્રાર્થ કરવાનો પ્રતિજ્ઞા લેખ મહારાજ શ્રીના હસ્તાક્ષર સાથેનો અત્રે હાજર રહેલા આર્ય સમાજીઓને મળવો જોઇએ.

૫. શાસ્ત્રાર્થ લેખી કરવો અને પ્રસિદ્ધ વર્તમાન પત્રોમાં છપાવવો, આ વજ્ઞાપન પત્રનો લેખી જવાબ આપવા કૃપા કરશો. તા. ૨૫મી માર્ચ ૧૯૦૬.

## ( સહી )

નીછાભાઇ નાગરજી પટેલ કઠોરી
નારણજી ખુશાલભાઇ
ભીમભાઇ ભગવાનજી
નીછાભાઈ ભગવાનજી
ડાહ્યાભાઈ ગાંડાભાઈ
ભગવાનજી મોરારજી
વશનજી જગાભાઈ
કશનજી પરાગજી
નાગરજી રામભાઈ
કશનજી નીછાભાઈ
ખંડુભાઇ ભીખાભાઇ
વલ્લભભાઈ ગોપાળજી
ગુલાબભાઈ કુંવરજી
નીછાભાઈ ગાંડાભાઈ

હીકાભાઇ લાલભાઇ
મકનજી કુંવરજી
વલ્લભભાઇ અખુભાઇ
રણછોડજી ખુશાલભાઈ
છોટુભાઇ રણછોડજી
નીછાભાઇ દયાલજી
પરાગજી દેવજીભાઇ
ગોપાળ પરશોતમ
દયાળજી લલ્લુભાઈ
મોતીલાલ કાળીદાસ
લાલભાઇ લલ્લુભાઈ
પરાગજી અભેરામ
રણછોડજી ગોવંદજી

**તાજા કલમ**—ઉપરનાં વિજ્ઞાપન પત્રમાં મહારાજશ્રીને શાસ્ત્રાર્થ બાબત લેખી ઉત્તર આપવા વિનંતી કરેલી છે તે પ્રમાણે લેખી જવાબ નહી મળવાનું કારણ શું ???

મહારાજશ્રીનો ઉક્ત નોટીસનો જવાબ ૨૪ કલાકમાં નહીં મળતાં તેમજ સ્વામીશ્રી નિત્યાનંદજી પધારેલા હોવાથી બીજી નોટીસ તા. ૩૧-૩-૦૬ ને રોજ શાસ્ત્રાર્થ માટે રજીસ્ટર કરી પહોંચાડવામાં આવી તે નીચે પ્રમાણે:—

---

## ઓ૩મ

## જાહેર ખબર.

## આર્ય સમાજ તરફથી શંકરાચાર્ય મહારાજ માધવતીર્થજીને શાસ્ત્રાર્થ કરવાની વિનંતી.

સંપૂર્ણ ભારત-વર્ષમાં વિદ્વત્તા અને વક્તૃત્વ શક્તિ માટે પંકાયેલા શ્રીમદ્ પરમહંસ પરિવ્રાજકાચાર્ય વેદ ધર્મોદ્ધારક મહાત્મા સ્વામીશ્રી નિત્યાનંદજી આર્ય સમાજ તરફથી શ્રીમદ્ શંકરાચાર્ય મહારાજશ્રી માધવતીર્થજી સાથે શાસ્ત્રાર્થ કરવા અહીં પધારેલા છે. માટે શંકર સ્વામી શ્રી માધવતીર્થજીએ શ્રી સ્વામી નિત્યાનંદજીની સાથે સંસ્કૃતમાં લેખી શાસ્ત્રાર્થ કરી ધર્મનો નિર્ણય કરવો. અને શાસ્ત્રાર્થ કરવા માટે શંકરાચાર્યજી માધવતીર્થજીએ પોતાના હાથની સહી આપવી જો સહી નહી આપીને શાસ્ત્રાર્થ કરવાનો અસ્વીકાર કરવામાં આવશે તો લોકો સમજી લેશે કે શંકરાચાર્ય શાસ્ત્રાર્થ કરવા માગતા નથી. સ્વામીશ્રી નિત્યાનંદજી પધરામણી કરાવીને રૂપીઆ ઉઘરાવવા માટે આવેલા નથી પણ કેવળ શાસ્ત્રાર્થ કરવાને માટેજ આવેલા છે. માટે અમારી નમ્ર વિનંતી છે કે શ્રીમાન શંકરાચાર્યશ્રી માધવતીર્થજીએ શાસ્ત્રાર્થ

કરવાનું સ્વીકારવું. ...ઓર્થ સ્વીકાર્યા પછી શાસ્ત્રાર્થના નિયમો સ્થીર કરવામાં આવશે.

કછોલી તાલુકે જલાલપોર
તારીખ ૩૧-૩-૧૯૦૬

લી૦ ધર્મેચ્છાસુઓ,
મુકુંદજી કુંવરજી.
લલ્લુભાઇ નાગરજી.

ત્યારબાદ મહારાજશ્રીએ લોકો તરફના ઘણા દબાણથી એક યુક્તિ લગાવી. જે આર્યસમાજીઓ રૂ. ૧૦૦૦૦)નો જામીન આપેતો શાસ્ત્રાર્થ કરવામાં આવશે એમ સમાજીઓને કહાવ્યું. યુક્તિ એ હતી કે એ લોકો એટલા રૂપીઆ લાવશે કયાંથી અને શાસ્ત્રાર્થ થાય કયાંથી.

લોકોનો આગૃહ ઘણો વધવાથી મહારાજશ્રીએ તા. ૧-૪-૦૬ એ ધમડાછા ( આમલસાડથી એક માઇલ) મુકામે સુરતના વકીલ રાજેશ્રી ગુલાબદાસ ભાઇદાસનાં તંત્રીપણા નીચે સભા ભરી. મહારાજનો વિચાર એવો હશે કે આ વખતે સનાતની લોકોનું જોર વધારે થશે તેથી ન્યાત બહાર મુકવાને ફાવી શકીશું. સભામાં તે વખતે લગભગ ત્રણ હજાર માણસ ભેગું થયું હતું તેમાં ઘણાંજ ઓછા પોણોસો આર્ય સમાજીઓ હતા, જેકે મીટીંગની બહાર ગામ ગામ ખબર નહોતી પડી. મહારાજશ્રીના પધાર્યા બાદ સભાના નિયમો વાંચવા માંડયા. જેમાં પહેલો એ નિયમ હતો કે સભામાં મહારાજશ્રીથી કોઇ અધીકાતા નથી જેથી તેઓ પોતેજ પ્રમુખપદ સ્વીકારશે. બીજુ સભામાં કોઈને પણ કોઈપણ કારણસર બોલવાનો હક નથી. આ નિયમ વાંચતાંજ વલસાડના વકીલ રા. દુર્લભભાઈ ઉભા થયા અને મહારાજને કહયું કે જયારે બોલવાનો કશો હક નથી ત્યારે હમોએ અતરે આવવાનું ( અમુક સમાજીઓને આમંત્રણથી તેમજ બીજા શાસ્ત્રાર્થની ખબરથી) તથા સ્વામીશ્રી નિત્યાનંદજીને બોલાવવાથી જેઓ કછોલી મુકામે રહેલા છે તેનું પ્રયોજન શું ! તેજ વખતે એક અનાવલા સમાજીએ મહારાજની ટેબલ ઉપર "રૂ. ૧૦૦૦૦) ના જવાબની નોટીશનો જવાબ" એ મથાળાની છાપેલી નોટીસ મુકી તે નીચે પ્રમાણેઃ—

નં. (૪)

# ઓ૩મ્.

## શ્રીમાન શંકરાચાર્ય શ્રી માધવતીર્થજીની રૂા૦ ૧૦,૦૦૦ ની માગણીનો જવાબ.



૧. શંકરાચાર્ય શ્રીમાન માધવતીર્થજી રૂા૦ ૧૦૦૦૦ ) મુંબાઈ બેંકમાં જમાં કરાવે તો આર્યસમાજ તરફથી પણ રૂા૦ ૧૦,૦૦૦ ) મુંબાઈ બેંકમાં જમાં કરાવવામાં આવશે એ રૂપીયા શાસ્ત્રાર્થમાં જે જીતશે તેને મળશે.

૨ શાસ્ત્રાર્થ આર્ય સમાજની તરફથી શ્રીમદ્ પરમહંસ પરિવ્રાજકાચાર્ય સ્વામી શ્રી નિત્યાનંદજી અને શ્રીમાન્ શંકરાચાર્ય માધવતીર્થજીની વચમાં સંસ્કૃત ભાષામાં લેખી થશે. અને બેઉ શાસ્ત્રાર્થ કરનારાઓ પોત પોતાની કલમથી લખશે કોઈ બીજા પંડીતની મદદ લેવાશે નહીં શાસ્ત્રાર્થના લેખોનું ભાષાંતર શાસ્ત્રાર્થ કર્તાઓએજ કરી આપવું જેથી સર્વ સાધારણ પ્રજાને લાભ થાય.

૩. શાસ્ત્રાર્થમાં કોણ હાર્યું અને કોણ જીત્યું તેનો નિકાલ શ્રીમંત સરકાર એચ એચ. ધી મહારાજા સાહેબ સર સયાજીરાવ ગાયકવાડ સેના ખાસ ખેલ સમશેર બહાદુર જી.સી.એસ આઈ. ની હજુરથી થશે.

૪. શ્રીમાન્ શંકરાચાર્ય શ્રી માધવતીર્થજીની રૂા ૧૦,૦૦૦ ) ની માગણી આર્ય સમાજ તરફથી કબુલ કરવા છતાં પણ જો જેઓ શ્રી શાસ્ત્રાર્થ નહી કરશે અને બીજુંજ કાંઇ બહાનું કાઢશે તો સર્વ સાધારણ પ્રજા સમજી લેશે કે શ્રી શંકરાચાર્યજી શાસ્ત્રાર્થ કરવા માગતા નથી.

૫. શ્રીમાન શંકરાચાર્ય માધવતીર્થજીને નમ્ર વિનંતી છે કે, -વિરપુર

રાજકોટ, મુંબઈ વગેરે સ્થળોની પેઠે અહીં પણ શાસ્ત્રાર્થની વાત ઉડી જવામાં નહીં આવે એવી કૃપા કરશો.

૬. શંકર દિગ્વિજય વગેરેથી એવું સિદ્ધ થાય છે કે મૂળના આચાર્ય શંકર સ્વામીએ કાંઈ પણ બહાનું કાઢ્યા વિના દરેક શાસ્ત્રાર્થ કરવા આવનાર સાથે શાસ્ત્રાર્થ કરેલો છે એટલુંજ નહી પણ પોતે પોતાની મેળે જઈને શાસ્ત્રાર્થ કરવાની ભીક્ષા માગેલી છે. માટે આપ મહારાજશ્રીને ઉચિત છે કે મૂળ શંકર સ્વામીની પેઠે પોતાની વિદ્યાશક્તિથી શાસ્ત્રાર્થ કરવા પોતે તૈયાર થશોજી.

૭. આ જાહેરાતનો જવાબ ૨૪ કલાકમાં આપવા કૃપા કરશો.

## શાસ્ત્રાર્થના વિષયો.

૧. વર્ણ વ્યવસ્થા
૨ દ્વૈતા દ્વૈત, વિશિષ્ટા દ્વૈત, વિશુદ્ધા દ્વૈત.
૩. સંન્યાસ ધર્મ
૪ પૌરાણિક મતની માન્યતા.
૫ વ્યાકરણાદિ પઠન અને ષટ્ શાસ્ત્ર ઉપર.
૬ ધર્મના બીજા વિષયો ઉપર પાછળથી વિચાર થશે.

કઠોદરી તા૦ ૧-૪-૦૬
તા૦ જલાલપુર.

લી૦ ધર્મ જીજ્ઞાસુ

**અંબાલાલ ખંડુભાઈ દેસાઈ સહી દા૦ પોતે**
**બાબાભાઈ ફકીરભાઈ સહી દા૦ પોતે.**

"દેશી મિત્ર પ્રેસ સુરત."

ઉપલી નોટીસ વાંચી તેથી મહારાજ ઘણા ગુસ્સે થયા અને અયોગ્ય આક્ષેપો મુકવા લાગ્યા કે આર્ય સમાજીઓ ઘણા લુચ્ચા લોકો છે તોફાની છે. હું જ્યાં જ્યાં જાઉં છું ત્યાં ત્યાં આ પ્રમાણે તેઓ [illegible] કર્યા કરે છે. ૨ દુર્બુદ્ધ-

ભાઇ વકીલે તેમના આક્ષેપોનો જવાબ આપવાને પાછા ઉભા થયા ત્યારે તેમને કહેવામાં આવ્યું કે ' તમોને હમોએ તેડયા નથી અને તમોને આ સભામાં બોલવાનો હક નથી. હમે તમારી સાથે શાસ્ત્રાર્થ કરવા માંગતા નથી. ગુરૂસ્થાનની સ્વારી કાંઇ શાસ્ત્રાર્થ માટે ફરતી નથી. પ્રજાને ધર્મો પદેશ કરવા ( પિંડાનું ઉન કાતરવા ) માટે ફરે છે, હમોએ શાસ્ત્રાર્થ કરવો માંગ્યો નથી ત્યારે. તુર્ત મહારાજે રા–ગુલાબદાસ ભાઇને સભાનું તંત્રીપણું આપ્યું અને સમાજીઓને મ્હોડું નહીં આપવા તથા સભાનું કામ ચલાવવાને ફરમાવ્યું. રા–ગુલાબદાસ ભાઇએ આમ વિક્ષેપ પડેલો જોઇ સમય વિચારી આધુનીક આચાર્યો તથા નવા કલ્પિત પંથો ઉપર મહોટું ભાષણ કરી ખુબ ખાસડાં માર્યાં તથા દેશોદ્ધાર તરફ લાગણી બતાવી એકયતા રાખવા જણાવ્યું. ત્યાર બાદ મહારાજ શ્રીએ આર્ય સમાજીઓ ( તેમના લેખવા મુજબ ) સનાતન ધર્મથી પતિત થાય છે માટે તેમને ન્યાત બહાર મુકવાનો ઠરાવ રજુ કર્યો. જ્યારે રા–ગુલાબદાસજીએ તે સામે સખત વાંધો ઉઠાવ્યો અને એ કલમ રદ કરવા જણાવ્યું. મહારાજે હઠ કરી કહ્યુ કે પાછળથી થઇ રહેશે. ત્યારે રા–ગુલાબદાસજીએ તંત્રી પદ છોડી સભા બહાર જવા માંડયું એટલે મહારાજે આબરૂ જવાનો વખત જોઇ ઠરાવ રદ કરી પાછા બોલાવ્યા. એ પ્રમાણે થોડો વાર તકરાર ચાલ્યા પછી મોડું થવાથી સભા વિસર્જન કરી મહારાજની સ્વારી સોક યુક્ત ચપાટાબંધ મ્યાનામાં બેસી ચાલી ગઇ. સભામાં સધળે હર્ષાનાદ થઇ રહ્યો, અને સમાજના સત્ય પક્ષ ઉપર લોકોને ઘણો ભરૂસો બેસી ગયો. લોકોનું ટોળું શાસ્ત્રાર્થ માટે ઘણું ઉત્કંઠીત હતું તે નિરાશાથી પાછું ફર્યું. ઉપલી સભાથી આર્ય સમાજીઓ વધારે જોર પર આવ્યા જ્યારે સનાતનીઓએ મહારાજને ગમે તે પ્રકારે પણ શાસ્ત્રાર્થ કરવાને કહ્યું અને ગપે એવું પણ કહેવાવાળા નીકળ્યા કે નહીંતો હમારા પધરામણીના રૂપીઆ પાછા આપો. મહારાજે નિરૂપાયે તે કબુલ કર્યું અને નોટીસો કહાડી તેનાં પણ કેવી લુચ્ચાઈ હતી તે નીચે છાપીછે તે ઉપરથી જણાશે.

---

શ્રી

# મોજે કછોલીમાં નિત્યાનંદની સભામાં જગદ્‌ગુરૂ શ્રીમચ્છંકરાચાર્ય મહારાજ તરફથી પહોંચાડેલો આર્યસમાજીઓને જવાબ.

૧. તમારી તરફથી તા. ૨૫-૩-૦૬ ને રોજ શાસ્ત્રાર્થ કરી નિર્ણય કરવો એ મતલબની ૨૯ સહીની અરજી ગુરૂસ્થાનમાં સાદર થઇ, તેમાં આગેવાન તરીકે નીછાભાઇ નાગરજી ગામ કછોલીવાળાની સર્વને મથાળે સહી છે. તે અરજી તા. ૨૬-૩-૦૬ ને રોજ ભરસભામાં વંચાઇ. અરજી ખરી કરી આપવા નીછાભાઈ વગેરેને સૂચના આપતાં ૨૯ માંથી ૨૫ મનુષ્યો અમે આર્યસમાજી નથી, અમે આપના સેવક છીએ, એ જવાબ આપી શરણ થયા. અને વસનજી જગા વગેરે ૫ જણ જેની ઉંમર ૨૦-૨૨ જેટલી કાચી છે, તે અણસમજુ લોકો અરજનો જવાબ લેવા સભામાં હાજર થયા.

૨. બાદ તા. ૨૭-૩-૦૬ ને રોજ તમારી ૨૫-૩-૦૬ ના રોજની અરજીનો જવાબ અણસમજુ બાળકોને અયોગ્ય માની અરજીમાં આગેવાની ધરાવનાર નીછાભાઈ નાગરજીને ધમડાછાના પંચ-શાસ્ત્રી મણિશંકર અંબારામ, તથા રા. રા. વલ્લભદાસ, ડાહ્યાભાઇ ગોવિંદજી, ઘેલાશંકર કેશવરામ, કાશીરામ ફકીરભાઈ, પરાગજી રણછોડ એ પ્રમાણે છ પંચને આપ્યો. તેઓએ પોતાની સહીના પત્ર સાથે કછોલીના પંચ ગાંડાભાઇ કલ્યાણજી, દુર્લભભાઇ આખુભાઇ રતનજી વાઘા, અને વૈદ્ય ગાંડા ભાઈ પુરસોત્તમ મારફત નીછાભાઈ નાગરજીને પહોંચાડયો. છતાં નીછાભાઈ નાગરજીએ હું તો આચાર્યશ્રીનો સેવક છું અને જવાબ આર્યસમાજીઓને મળવો જોઈએ એવો જવાબ આપ્યો ને ઉપર બતાવેલા કછોલીના પંચની સહી સાથેના પત્રસાથે જવાબ પરત આવ્યો. એટલે ભાઈએ જવાબ લીધો નથી બાદ તા. ૩૧-૩-૦૬ એ લલ્લુભાઇ નાગરજી મુકુંદજી કુંવરજી રહેવાશી કછોલીનાની સહીની લિખિત જાહેરખબર રજીસ્ટર માર-

કરેતે તા. ૧-૪-૦૯ ને રોજ ગુરૂસ્થાનમાં આવી તેમાં માત્ર મહાશય નિત્યાનંદ સાથે સંસ્કૃતમાં લેખી શાસ્ત્રાર્થ માટે માગણી કરવામાં આવેલી છે. બાદ અનાવલા ગૃહસ્થ બ્રાહ્મણોની ધમડાછામાં નાગરજી લાલાની વાડીમાં તા. ૧-૪-૦૯ ને રોજ સભા થઇ, તેમાં શ્રી મચ્છંકરાચાર્ય શ્રી માધવતીર્થજીને રૂા. ૧૦૦૦૦ ) ની માગણીનો જવાબ' એ મથાળા નીચે એક જાહેરખબર અંબાલાલ ખંડુભાઇ દેશાઈ અને બાવાભાઈ ફકીરભાઈની તા. ૧-૪-૦૯ ની સહી ની વેંચાઈ; તેમાં તમે અયોગ્ય સરતો લખી શંસ્ત્રાર્થમાંથી નાશી છૂટવાનો પ્રયત્ન કરેલો છે; તે જેવો કે, આર્યસમાજી તરફથી પણ રૂ. ૧૦૦૦૦ ) મુંબાઈ બેંકમાં જમા કરાવવામાં આવશે. એમ લોકોને ઠગવાને મોઘમ સરત લખી છે. એટલે કયા આર્યસમાજીતો કયો ગૃહસ્થ મુંબાઇ બેંકમાં રૂા. જમે કરાવે છે. તેનું નામ, ઠામ નથી અને' શંકરાચાર્ય માધવતીર્થજીએ પોતાની કલમથી નિત્યાનંદની સાથે સંસ્કૃતમાં શાસ્ત્રાર્થ લખવો વગેરે લખ્યુ છે, તેનો અર્થ એ થાય છે કે, આચાર્ય શ્રી તેમ કરશે નહિ, અને શાસ્ત્રાર્થ કરવાનો વખત પણ નહી આવે અને જીત્યા જીત્યા કરીને અજ્ઞાની પ્રજાને ભોળવીશું, એવો તમારો હેતુ સ્પષ્ટ જણાય છે, પરન્તુ અપરાધી કે સાક્ષીની જુબાની લેવા જેવું માજીસ્ટ્રેટીકામ શાસ્ત્રાર્થમાં હોય નહી અને મહાશય નિત્યાનંદજી એ કોઇ અપરાધી છે એમ અમો માનતા નથી, કે જેની જુબાની ખાસ આચાર્યશ્રીની કલમથી લખવી પડે.

ઉપર પ્રમાણે અરજી, જાહેરાત, અને રૂ. ૧૦૦૦૦) ની માગણીનો જવાબ એ પ્રમાંણે ત્રણ પત્રો તમારા તરફથી બહાર પડયા છે. તે ત્રણેમાં જુદા જુદા મનુષ્યોની સહી છે, અને જુદી જુદી સરત છે. અરજીમાંના આગેવાની લઇ સહી કરનાર લાયક માણસો આચાર્યશ્રીનો સેવક થઇ શાસ્ત્રાર્થમાંથી હાથ ઉઠાવી લે છે. અને સહી કરનાર બીજા બીજા માણસોમાંથી પણ કોઇ પોતે દશ હજાર રૂપીઆનો જોખમદાર થતો નથી. આર્ય સમાજીઓ તરફથી મુંબાઇબેંકમાં મુકવામાં આવશે, એમ મોઘમ લખી ડુબતો માણસ તરખલાં પકડવા પ્રયત્ન કરે તેવું થાય છે, માટે તમને લખવામાં આવે છે કે,

૧. રૂ. ૧૦૦૦૦) દસ હજાર રૂપીઆ મુંબાઇ બેંકમાં શાસ્ત્રાર્થમાં હાર જીતની સરતથી આર્ય સમાજીઓએ જમા કરાવી -તેનો ચેક ખાત્રી લાયક પંચમાં જમાં મુકી ખબર આપ્યા બાદ આચાર્યશ્રી તરફથી પણ તમારા માગ્યા પ્રમાણે રૂ. ૧૦૦૦૦) મુંબાઇ બેંકમાં જમાં કરાવાની યોગ્ય તજવીજ થશે.

૨ આચાર્યશ્રી તરફથી દશ હજાર રૂપીઆ રોકડા અનામત મુકવા અગર લેખી ખાતરીથી જામીન આપવાને ધમડાછાના સંભાવીત લાયક ગૃહસ્થ રા રા વલ્લભરામ દાજીભાઈએ સર્વસભા રૂબરૂ કબુલ કરેલું છે. તેવી લાયકી ધરાવનાર એટલે રૂ. ૧૦૦૦૦) આપી શકે એવા સ્થાવર જંગમ મીલકતવાળા ગૃહસ્થને કાયદેસર જામીન આપશો, તોપણ આચાર્યશ્રીને કબુલછે.

૩. શાસ્ત્રાર્થમાં હારજીતનો નિકાલ શ્રીમન્ મહારાજા સાહેબ ગાયકવાડ સરકાર તરફથી થશે એમ તમો લખો છો, તો તે શ્રીમન્ મહારાજા ગાયકવાડ સરકારની સંમતિ મંગાવી રજુ કરવી. એ સિવાય તેઓ તરફ આચાર્યશ્રી તરફથી પોતાનો શાસ્ત્રાર્થ નિર્ણયસારૂ મોકલી શકાય નહીં.

૪. આદ્ય શંકરાચાર્ય જે કોઇ આવે તેની સાથે શાસ્ત્રાર્થ કરતા હતા વગેરે તમે લખોછોતો, આદ્ય શંકરાચાર્ય જેમની સાથે શાસ્ત્રાર્થ કરેલો છે; તે સત્યવકતા અને પ્રમાણિક હતા. અને હારજીત પોતે સ્વતઃજ કબુલ કરે તેવા હતા, તે વાત શંકરદિગ્વિજય જોવાથી લક્ષમાં આવશે.

તમો ઉપર બતાવ્યા પ્રમાણે ભિન્ન ભિન્ન મનુષ્યની સહીથી અને ભિન્ન ભિન્ન સરતોથી અને મોઘમ લેખથી પ્રતારણા કરવા માગો છો, તેથી તમારૂ પ્રમાણિકપણુ માની શકાય નહી, માટે ઉપર બતાવેલી સરતની વ્યવસ્થાથી શાસ્ત્રાર્થ કરવા આચાર્યશ્રી તૈયાર છે.

૫. શાસ્ત્રાર્થ શી રીતે થાય એ તમારી માહીતી ન હોવાથી તમે અઘટિત સરતો લખો છો. પણ આચાર્યશ્રીના શિષ્યવર્ગો જ્યાં સુધી શાસ્ત્રાર્થથી હારશે નહીં, ત્યાં સુધી આચાર્યશ્રીને સ્વતઃ શાસ્ત્રાર્થ કરવાની જરૂર નથી. શિષ્યવર્ગ શાસ્ત્રાર્થમાંથી હારે તો આચાર્યશ્રીજ હાર્યા એમ ગણાય તે

વાત પ્રસિદ્ધ છે. સેના હારે તો રાજાનીજ હાર છે. જ્યાં સુધી સેના લડે છે ત્યાં સુધી રાજાને સ્વતઃ લડાઇમાં ચઢવાની જરૂર નથી. અને શ્રીમદ્ ગાયકવાડ મહારાજા સરકાર સર સયાજીરાવ પોતેજ સભામાં પ્રત્યક્ષ અધ્યક્ષપણું સ્વીકારશે તો આચાર્યશ્રી સ્વતઃપણ શાસ્ત્રાર્થ કરવા તૈયાર છે કારણ સરકારની સભામાં હાલના તમારા વ્યવહાર પ્રમાણે કાંઇપણ અપ્રમાણિક વર્તન થવાનું નથી.

૬. શ્રીગુરૂસ્થાનના શિષ્યવર્ગ તરફથી ૯૨ કોટીના પ્રશ્નોનો સંસ્કૃત લેખ તમારા તરફ મોકલવામાં આવેલો છે. તેનો પ્રત્યુત્તર તેમાં લખેલી મુદતમાં સંસ્કૃત ભાષામાં નહિ આવે તો આર્ય સમાજીયો શાસ્ત્રાર્થમાં હાર્યા છે એમ સમજી આચાર્યશ્રીને થયેલો ખર્ચ વસુલ કરવાને યોગ્ય તજવીજ કરવામાં આવશે.

૭. આર્ય સમાજીઓ તરફથી જે અરજીઓ અને જાહેરખબરો બહાર પડી છે. તેમાં આચાર્યશ્રીના હસ્તાક્ષરનો આગ્રહ કરેલો છે; પણ મહાશય નિત્યાનંદને સંતાડી મૂકી તેમના હસ્તાક્ષરનો લેખ બહાર પાડવામાં આવતો નથી જ્યાં સુધી મહાશય નિત્યાનંદજીના હસ્તાક્ષરનો લેખ બહાર પડતો નથી, ત્યાં સુધી તેઓ તમારી લખેલી સરતે શાસ્ત્રાર્થ કરવા તૈયાર છે કે નહીં, તે માની શકાય નહીં.

૮. શાસ્ત્રાર્થો અમુક અમુક વ્યક્તિથીજ થવા જોઈએ એનો કાંઇ નિયમ નથી. માત્ર માગેલા વિષયોનો નિર્ણય થવાની જરૂર છે. માટે આચાર્યશ્રી તરફથી વિદ્વાન શિષ્ય વર્ગ શાસ્ત્રાર્થ કરશે અને તમને પણ ગમે તેટલા વિદ્વાનો બોલાવવાને છૂટ છે.

૯. તમે લખો છો કે "રાજકોટ વગેરે ઠેકાણેની પેઠે અહીં પણ શાસ્ત્રાર્થની વાત ઉડાવી દેવામાં નહીં આવે એવી કૃપા કરશો." તે સંબંધમાં જણાવવાનું કે, તમોને તો ગમે તેમ જૂઠું લખવાને છૂટ છે. રાજકોટમાં રા. રા. બાપાજી રામચંદ્રના અધ્યક્ષપણા નીચે પંડિત ભીમસેનશર્માએ ત્રણ દિવસ સુધી શાસ્ત્રાર્થ કરેલ છે. અને તે સભામાં આર્ય સમાજી પંડિતોની

હાજરી પોકારવામાં આવી હતી, પરંતુ તમારા તરફના મણિરામ મુની રાજકોટમાં હાજર છતાં સભામાં હાજર થયા નથી. તેમજ **મુંબાઈમાં** પુનાના પ્રસિદ્ધ શ્રીમંત સરદાર **બાલાસાહેબ** નાતુના અધ્યક્ષ પણા નીચે ત્રણ દિવસ માધવ બાગમાં **ભીમસેનશર્માએ** આર્ય સમાજ વિરૂદ્ધ શાસ્ત્રાર્થ કર્યો તેમાં નિત્યાનંદની હાજરી પોકારવામાં આવી હતી. અને નિત્યાનંદે સભામાં આવવાને કબૂલત આપ્યા છતાં અને મુંબાઇમાં હાજર છતાં આવ્યા નથી. તેજ નિત્યાનંદ શાસ્ત્રાર્થ કરનાર છે કે કોઇ બીજા ?

૧૦. તમારી તા. ૧-૪-૦૯ની જાહેર ખબરમાં પ્રસ્તુત વિષયો છોડી બીજા વિષયોનો શાસ્ત્રાર્થ કરવા માગણી કરેલી છે. એથી મૃતકશ્રાદ્ધ, મૂર્તિપૂજા, અને પરલોક વગેરે વિવાદાસ્પદ વિષય સપ્રમાણ છે એમ તમારે કબૂલ છે એમ સ્પષ્ટ થાય છે. તમે પ્રસ્તુત વિષયમાં માત્ર વર્ણવ્યવસ્થા એકજ વિષય રાખેલો છે. ઉપર બતાવેલા શ્રાદ્ધ, મૂર્તિપૂજા અને પરલોક એ સપ્રમાણ હોવાથી કબૂલ રાખ્યા છે દ્વૈતાદ્વૈત, વિશિષ્ટાદ્વૈત, અને વિશુદ્ધાદ્વૈત. તેમાં દ્વૈતાદ્વૈત અને વિશુદ્ધા દ્વૈત એ શબ્દજ અપ્રસિદ્ધ છે. પણ તમારા નિત્યાનંદને પુછીએ છીએ કે એ ત્રણ શબ્દોનો અર્થ શું ! એ ત્રણે શબ્દોના અર્થ લખી મોકલવા અને પ્રસ્તુત શાસ્ત્રાર્થમાં તેનો શો પ્રસંગ તે પણ જણાવવું.

૧૧. સન્યાસ ધર્મ એ એક ત્રીજો તમારો વિષય છે. પણ શાસ્ત્રાર્થની માગણી કરનાર જીજ્ઞાસુ ગૃહસ્થ છે. તો તેને ગૃહસ્થ ધર્મ જાણવાની જરૂર છે. છતાં તમારે સન્યાસ ધર્મ સાંભળી સન્યાસી થવાનો હેતુ છે કે કેમ ? આર્ય સમાજીઓ ગુણકર્મથી વર્ણાશ્રમ માને છે તેમ સત્યાર્થ પ્રકાશ પૃ. ૫૦૮ કલમ ૧૬માં જણાવેલું છે. તો સન્યાસધર્મના વિચારનો શો પ્રસંગ છે ?

૧૨. વ્યાકરણાદિ ષડંગ અને ષટશાસ્ત્ર ઉપર શાસ્ત્રાર્થની માંગણી કરી છે; તેપણ અકાંડ તાંડવ છે. તમોએ ગુરૂસ્થાનના સર્વાધિકારી તરફથી બહાર પડેલી કાર્યક્રમ પત્રિકા ઉપરથી શાસ્ત્રાર્થની માગણી તા. ૨૫-૩-૦૯ ની અરજીમાં કરેલી છે. તેમાં હસ્તપત્રમાં જે સમાજી શબ્દ લખેલો છે. તે જો આર્યસમાજીને ઉદ્દેશીને લખ્યો હોય તો અમારી સમજ એવી થાય છે કે,

મહારાજ શ્રી શાસ્ત્રાર્થ કરીને તે બાબત સિદ્ધ કરી આપવાની કૃપા કરશો ” એવી માગણી છે. સદર પત્રિકામાં ‘આધુનિક સમાજીઓનાં મંતવ્ય શાસ્ત્ર વિરુદ્ધ છે. અને પ્રવેશ કરનાર વર્ણાશ્રમ ધર્મથી પતિત થાય છે’ એમ લખેલું છે. તો તે વિષય છોડીને બીજા વિષય ઉપર શાસ્ત્રાર્થ કરવા તમે માગણી કરી છે તે પરથી એમ નક્કી થાય છે કે, કાર્યક્રમ પત્રમાં લખેલી બાબત તમારે કબૂલ છે. તા. ૨૫—૩—૦૬ ની અરજીમાં બતાવેલા વિષય ઉપરજ તમારે શાસ્ત્રાર્થ કરવાનો છે તો તમારા લખેલા દ્વૈતાદ્વૈત વગેરે ગહન વિષયોનો પ્રજાને જાણવા કે જણાવવાનો પ્રસંગ, કાર્યક્રમ પત્રિકાથી ઉત્પન્ન થતો નથી. તેથી તમારી પ્રતિજ્ઞાની હાનિ વારંવાર થવાથી તમે હારી ગએલા છો, એમ લોકો સહજ સમજી શકશે. આ પ્રમાણે અસંબદ્ધ લેખન લખતાં શાસ્ત્રાર્થની ઉપર બતાવેલી સરતની ખાત્રી કરી આપી દિવસ મુકરર કરવો તે પ્રમાણિકપણાનો માર્ગ છે.

૧૩. વળી તમોએ સંસ્કૃતમાં લેખી શાસ્ત્રાર્થની માગણી કરી છે. તે ઉપરથી જાહેર પ્રજાને તમારા મંતવ્યથી અજાણમાં રાખવાનો તમારો હેતુ જણાયછે. અને ભર સભામાં શાસ્ત્રાર્થની રીતિ પ્રમાણે સંસ્કૃત ભાષામાં પંડિતો સાથે બોલવાનું અશક્ત પણુ જણાય છે. માટે શાસ્ત્રાર્થની પદ્ધતિ પ્રમાણે મોઢેથી સર્વ જાહેર પ્રજા સાંભળે એ પ્રમાણે શાસ્ત્રાર્થ કરવા તૈયાર થવું. નહી તો તમારે શાસ્ત્રાર્થ કરવાનો હેતુ નથી એમ જાહેર પ્રજા સમજી લેશે.

૧૪. આ પત્ર પહોંચેથી શાસ્ત્રાર્થને સારૂ સ્થળ અને યોગ્ય મુદતની અંદર દિવસ નક્કી કરવાને સંભાવિત પંચોને મોકલવાથી તે ઉભય પક્ષની અનુકુળતા અને પ્રતિકુળતાનો ઉહાપોહ કરી મુકરર કરવામાં આવશે.

૧૫. આનો પ્રત્યુત્તર આ પત્ર પહોંચેથી ૨૪ કલાકની અંદર મળવો જોઈએ, તેમ નહી થાય તો આર્યસમાજીઓ શાસ્ત્રાર્થ કરી શકતા નથી એમ સમજી કાર્યક્રમ પત્રિકામાં લખેલા મુદા આર્યસમાજીઓને કબુલ છે એમ માની અમારી સ્વધર્માનુયાયી પ્રજાને યોગ્ય આજ્ઞા કરવામાં આવશે. તા. ૨ માર્ચ

એપ્રિલ સન ૧૯૦૬ સ્વારી મુ. ધમડાછા.

કેશવલાલ મગનલાલ ત્રિવેદી.
સર્વાધિકારી શ્રી શારદામઠ.

---

* ૨૪ કલાક પુરા થઇ ગયાં છતાં કંઈ જવાબ આપી શકયા નથી. તા૦ ૩-૪-૦૬.
કે. મ. ત્રિ.

---

મહારાજ શ્રીની ઉપલી નોટીસ આવ્યા પછી રજીસ્ટર મારફત તેમને સમાજ તરફથી બીજી નીચે પ્રમાણેની નોટીસ પહોંચાડવામાં આવી હતી.

## ओ३म्

## હાલમાં જગત ગુરૂ શંકરાચાર્યને નામે પોતાને ઓળખાવતા સ્વામી માધવતિર્થને આર્યસમાજીઓ તરફથી જવાબ.

“ આર્ય સમાજીઓને જવાબ” એ મથાળાવાળું તથા “કેશવલાલ મગનલાલ ત્રીવેદી સર્વાધીકારીની=સારદા મઠની છેલ્લી નીશાનીવાળો તેમજ તા૦ ૨ માહે એપ્રીલ સને ૧૯૦૬ સ્વારી મુ. ધમડાછા એટલા કાળી રૂશનાઇના બદલાયલા અક્ષરવાળો રીપોર્ટ પડળીડામાં ઘાલીને ઉઘાડાં મોઢાં સહીત કછોલી સભામાં ચાલતા ભાષણ વખતે એક ગૃહસ્થ ટેબલ ઉપર મુકી ગયા. તેમાં લખેલા જવાબોનો ૧૫ કલમોમાં સમાવેશ કરેલો છે, પણ મહારાજ શ્રી તરફથી દરેક કાગળો જાવક નંબર નોંધાઈ તથા સીક્કો મરાઇને નીકળે છે તે હમે કેટલુંક અનુભવ્યું છે તથા સાંભળ્યું છે. તે પ્રમાણે આવેલા રીપોર્ટ ઉપર સીક્કો નહિ હોવાથી મહારાજ શ્રીની સમ્મતીવાળો હશે કે કેમ ? તે વિષે શંકા

રહે છે. તોપણ રીપોર્ટમાં જણાવ્યા પ્રમાણે એનો જવાબ હમારે આપવોજ જોઇએ. કારણ કે રીપોર્ટમાં લખ્યું છે કે ૨૪ કલાકની અંદર જવાબ જો નહિ આપવામાં આવશે તો આર્ય સમાજીઓ શાસ્ત્રાર્થ કરી શક્તા નથી એમ સમજી કાર્ય ક્રમ પત્રિકામાં લખેલા મુદ્દા આર્ય સમાજીઓને કબુલ છે એમ માની હમારી સ્વધર્માનુયાયી પ્રજાને યોગ્ય આજ્ઞા કરવામાં આવશે એવું લખેલું હોવાથી હમારે રીપોર્ટનો જવાબ આપવો જોઇએ એમ વિચાર થયો, તેથી નીચે પ્રમાણે કલમવાર જવાબ આપી મનન કરી સાર્વજનીક પ્રજાને વંચાવવો. અને હમારો લખેલો જવાબ છપાવી પ્રગટ કરવો એવી હમારી ખાસ વિનંતી છે.

૧—લી કલમના જવાબમાં લખવાનું કે જે અરજી તા૦ ૨૫–૩–૦૬ ના રોજ ઓગણત્રીશ સહિવાળી હતી તેમાં લખ્યું હતું કે આનો જવાબ સભા તે દિવસે હાજર રહેલા સમાજીઓને આપવો તેથી સમજમાં જોડાયલા મેમ્બરો સીવાયના ચોવીશ જીજ્ઞાસુ હતા તેથી તેઓએ હમે આર્ય સમાજના મેમ્બર નથી એવું કહેલું તે યોગ્યજ હતું, તેમજ પાંચ જણ સમાજીઓ જેની ઉમ્મર ૨૦–૨૨ ની કાચી છે એમ રીપોર્ટમાં લખ્યું છે તે તદ્દન અયોગ્ય અને ભૂલાવો ખવાડનારૂં છે, તોપણ કાયદાએ ૧૮) વર્ષની ઉપરાંતની ઉમ્મરનાને લાયક ગણ્યા છે તે વાત રીપોર્ટ લખતી વખતે ભુલી જવાયું હોય એમ જણાય છે. તેથી અરજદારો અણુસમજુ છે. એ કહેવું તથા લખવું તદ્દન બીનપાયાદાર છે.

૨—બાદ તા૦ ૨૭–૩–૦૬ ના તમારી તા૦ ૨૫–૩–૦૬ના રોજની અરજીનો જવાબ અણુસમજુ બાળકોને આપવો અયોગ્ય માની અરજીમાં આગેવાની ધરાવનાર નીછાભાઇ નાગરજીને ધમડાછાના પંચો સમક્ષ કછોલીના પંચો મારફતે મોકલ્યો તે નીછાભાઇ નાગરજીને પહોંચાડયો, છતાં નીછાભાઇ નાગરજીએ " આર્યશ્રીનો સેવક છું માટે લેવાનો નથી " આર્યસમાજીઓનેજ મળવો જોઇએ એમ જે નીછાભાઇએ કહ્યું છે તે ખરોબરજ હતું કારણ કે નીછાભાઇ ધર્મ જીજ્ઞાસુ છે. અને ધર્મનો નિર્ણય કરાવવો એ આર્યસમાજીઓનો

કાર્યક્રમ છે. તેથી એની નોટીસ શા. નીછાભાઇને પહોંચાડવી એ વાજબી નહિ હતું, તેમજ તા૦ ૩૧-૩-૦૬ ની લલ્લુભાઈ નાગરજી મકનજી કુંવરજીની સહીની લેખીત જાહેર ખબર રજીસ્ટર મારફતે તા૦ ૧-૪-૦૬ ના રોજ ગુરૂ-સ્થાનમાં આવી તેમાં સ્વામીશ્રી નિત્યાનંદજી સાથે સંસ્કૃતમાં લેખી શાસ્ત્રાર્થ માટે માગણી કરવામાં આવેલી છે, એ સંબંધે જે રીપોરટોમાં લખાણુ થયેલુ છે તે અપ્રાસંગીક છે. એવું અસભ્યતા ભરેલુ લખાણ હમો કરવા માગતા નથી માટે મહારાજશ્રીને વિનંતીછે કે લેખીત સાસ્ત્રાર્થ કરવો એનું કારણ એકે મૈખીક શાસ્ત્રાર્થથી બેઉ પક્ષના વખતે પોતાની ભુલ કબુલ નહિ કરે તો સાર્વજનીક પ્રજા ભ્રમમાં પડે કે બેમાં સાચુ કોણુ કહેછે. તેથી લેખી શાસ્ત્રાર્થ જો હોય તો બેઉની ભુલ સાર્વજનીક શોધી કાઢયા વિના રહે નહિ તેથી જાહેરખબરમાં લેખી શાસ્ત્રાર્થ કરવાનો પ્રબંધ ગડયો હતો તે યોગ્યજછે. તેમજ નાગરજી લાલાની વાડીમાં તા૦ ૧-૪-૦૬ ના રોજ સભા થઇ તેમાં શ્રીમદ્ શંકરાચાર્ય શ્રી માધવતીર્થજીને રૂ૦ ૧૦૦૦૦ ) ની માગણીનો જવાબ એ મથાળાની એક જાહેરખબર અંબાલાલ ખંડુભાઈ અને બાવાભાઇ ફકીરભાઇની સહીની વહેંચાઈ, તેમાં તમે અયોગ્ય શરતો લખી શાસ્ત્રાર્થમાંથી નાશી છુટવાનો પ્રયત્ન કરેલો છે. વિગેરે જે રીપોર્ટમાં લખાઇ આવ્યું છે. એ પણ અયોગ્ય છે કારણુ શાસ્ત્રાર્થથી આર્ય સમાજીઓને નાશી છુટવાનો હતે તો સ્વામી શ્રી નિત્યાનંદજી શા માટે કછોલીમાં રહ્યા હતાં, શાસ્ત્રાર્થથી છટકી જવા કોણુ માગે છે તે વાત રવીવારની સભાગાં શંકરાચાર્ય મહારાજે પોતાને મોઢેથી ઉચ્ચારણ કરી દીધુ છે, કે હું પોતે શાસ્ત્રાર્થ કરવા માંગતોજ નથી મારા શીષ્યો શાસ્ત્રાર્થ કરી રહ્યા છે અને કરશો એટલે સાસ્ત્રાર્થમાં કોણુ છટકી જવા માગે છે તે સાર્વજનિકે જાણીજ લીધું છે. હમારા તરફથી ત્રણ પત્રો બહાર પડયા છે. તે ત્રણેમાં જુદા જુદા મનુષ્યોની સહી અને જુદી જુદી શરત છે તે યોગ્યજ છે, કારણુ આર્ય સમાજ એ સંસ્થા એક માણસના ગુરૂડમ નીચે જવાબદારીની નથી પણ દરેક મેમ્બર એ સંસ્થાની સેવા કરવા બંધાયલો છે તેથી જુદા જુદા મેમ્બરોની સહીથી નીકળેલી પ્રતો સમાજ તરફથીજ નીક-

લેલી છે એમ સમજવાનું છે અને તેમ લખેલી શરત જુદી નથી પણ શાસ્ત્રાર્થની અંગીભુત શરતો છે અને સમવાય સબંધ ધરાવનારી છે. તેથી તેને જુદી ગણવી એ લોકોને ભ્રમમાં નાંખવા જેવું અને અયોગ્ય છે. આચાર્ય શ્રીએ પોતે જાતે શાસ્ત્રાર્થ કરવા સભામાં ખુલ્લી ના પાડી જેથી મુંબાઇ બેંકમાં રૂા० ૧૦૦૦૦ ) કોને નામે જમા કરાવવા તેનો ખુલાસો હમે રવીવારે સભામાં નહિ કર્યો હતો કારણ કે શાસ્ત્રાર્થ કરવાની પોતેજ ના પાડી એટલે ઉપલી શરત એની મેળેજ રદ થઇ ગઇ તે સર્વે લોકો જાણી ગયા છે.

૩—શાસ્ત્રાર્થનો નિર્ણય શ્રીમંત મહારાજા સાહેબ સર સયાજીરાવ ગાયકવાડ પાસે કરાવવો એ જે લખ્યું છે તે બરોબર છે, તેમાં તેમની પ્રથમથી સંમતી મંગાવવી એ વાજબી નથી, કારણ મહારાજાશ્રી બંન્ને પક્ષના શાસ્ત્રાર્થનો નીકાલ પોતે અગર અન્ય વિદ્વાનોની સભા કરી તેમાં નિર્ણય કરે એવા ઉત્સાહી છે એવો હમને પુર્ણ ભરોંસો છે, તેથી બને તરફની શાસ્ત્રાર્થની પ્રતો હમો શ્રીમંત મહારાજા તરફ મોકલવા જોખમદાર છીએ.

૪—આદ્ય શંકરાચાર્ય દરેક સંઘાથે શાસ્ત્રાર્થ કરતા પરંતુ આદ્ય શંકરાચાર્ય જેમની સાથે શાસ્ત્રાર્થ કરેલો છે તે સત્યવકતા અને પ્રમાણીક હતા અને હારજીત પોતે સ્વતઃ કબુલ કરે તેવા હતા વીગેરે રીપોર્ટમાં લખ્યું છે, એ ઉપરથી રીપોર્ટ લખનારના કહેવાનો આશય જણાય છે કે આર્ય સમાજીઓ પ્રમાણીક નથી. એવું માનીને લખ્યું હોય તો તે આંતરિય દ્વેશથી આર્ય સમાજીઓ ઉપર કટાક્ષ કર્યો છે; તોપણ હમે એવું અસભ્યતા ભરેલું રીપોર્ટમાં લખ્યા પ્રમાણે લખવા ચાહતા નથી.

૫—શાસ્ત્રાર્થ શી રીતે થાય એ તમારી માહીતી નહી હોવાથી તમે અઘટીત સરતો લખો છો વીગેરે લખાઇ આવ્યું છે—એના જવાબમાં લખવાનું કે મહારાજશ્રી વિના જે શિષ્યો શાસ્ત્રાર્થ કરે તે તમામ આચાર્યશ્રીના શીષ્ય વર્ગજ છે એમ હમે માનતા નથી, કારણુ પંડીતો હાલમાં અનેક સંપ્રદાયી વર્ગમાં જોડાયેલા છે તેથી બધા પંડીતો મહારાજશ્રીના શિષ્યો છે એમ

કહેવાય નહી, તેનું બીજું કારણકે શીષ્ય ક્યારે કહેવાય કે જેની પાસે વિદ્યાધ્યયન કર્યું હોય તે તે ગુરૂના શિષ્ય કહેવાય. હમે નથી ધારતા કે શાસ્ત્રાર્થ કરવા આચાર્યશ્રી જે પંડીતોને આગળ કરશે તે પંડીતોને આચાર્યશ્રીએ પોતે ભણાવ્યો હોય, માટે ખોટી રીતે શિષ્યનો લ્હાવો લેવો એ હાલ વિદ્યાના જમાનામાં વાસ્તવીક ગણાય નહી તેમજ શ્રીમંત મહારાજા ગાયકવાડ પ્રત્યક્ષ અધ્યક્ષપણું સ્વીકારશે તો આચાર્યશ્રી સ્વતઃ શાસ્ત્રાર્થ કરશે વિગેરે જે લખ્યું છે તે તદન ભોળી પ્રજાને ઉંધુ સમજાવી શાસ્ત્રર્થથી આચાર્યશ્રીએ પોતાને છટકી જવાની પ્રૌઢ બારી શોધી કાઢી છે. કારણ મહારાજા ગાયકવાડને આવા શાસ્ત્રાર્થમાં મહીનાઓ રોકવાને અવકાશ મળે નહી એટલે શ્રી માધવતીર્થજીને શાસ્ત્રાર્થ કરવો પડેજ નહી અને પોતાનામાં કેટલી વિદ્વતા છે તે પોલ ઉઘડેજ નહી, વાહજી ! વાહ ? રીપોર્ટ લખનારે ખુબ સારી યુક્તિ શોધી કાઢી છે.

૬—ના જવાબમાં શિષ્ય વર્ગ તરફથી બ્યાસી કોટીના પ્રશ્નો સંસ્કૃતમાં લખાઇ આવેલા છે તે સંસ્કૃત વાંચતાં હ્રસ્વદીર્ઘનું ઠેકાણું નથી તથા વ્યાકરણ આદી દોષ કેટલીક જગ્યાએ જણાય છે તેથી સહી કરનારા શીષ્યવર્ગો કેવા વિદ્વાન છે તે હમોએ જાણી લીધુ છે. प्रथमः ग्रासे मक्षीका पातः જેવું સમજાયું છે અને ચાર્વાક આદી મતોના પ્રશ્નોનું અનુકરણ કરીને પ્રશ્નો લખાયેલા છે જેનો ઉતર ત્રણ દીવસમાં માગેલો છે. એમાં રીપોર્ટ લખનારની બુધ્ધી ઉપર અમને હસવું આવે છે કે બ્યાસી પ્રશ્નોમાંના કેટલાએક નાસ્તીક અને કેટલાએક આસ્તીક પ્રશ્નો છે જેના ઉતરો હમારા પુર્વના રૂષી મુનીઓ ષડદર્શનઆદી ગ્રંથોમાં તથા અનેક ભાષ્યોમાં આપી ગયેલા છે તેનો હેતુ શું— ત્રણજ દીવસમાં આપી શકાય કે ? અને ત્રણજ દીવસમાં ઉતર નહી અપાય તો સમાજીઓ હાર્યા છે અને થયેલો ખર્ચ વસુલ કરવા યોગ્ય તજવીજ કરવામાં આવશે વીગેરે લખ્યું છે એથી તો હમે બહુ સખેદાશ્ચર્યમાં આવીને રીપોર્ટ લખનારની બુદ્ધીને ધન્યવાદ આપીએ છીએ કે વાહ ! આર્યસમાજીઓને શાસ્ત્રાર્થમાં ખુબ મહાત કરી દીધા. અફસોસ ! પણ રીપોર્ટ લખનારે બ્યા-

નમાં રાખવું કે અપારશી પ્રશ્નના ઉત્તરો શાસ્ત્રાર્થ થશે તો પક્ષકારોના શા-સ્ત્રાર્થમાંથી ખુલાસો થઇ જસે.

૭મી—કલમમાં જણાવ્યું છે કે નિત્યાનંદજીને સંતાડી મુકી તેમના હ-સ્તાક્ષરનો લેખ બહાર પાડવામાં આવતો નથી વિગેરે લખ્યું છે તેના જવા-બમાં લખવાનું કે નિત્યાનંદજીને સંતાડી મુક્યાં નહોતા પણ નિત્યાનંદજી તો હમેશાં પબલીકમાં રહેનારા છે, તે સર્વ પ્રજા જાણેજ છે પણ શાસ્ત્રાર્થનો પ્રબં-ધ જ્યાં સુધી થાય નહી ત્યાં સુધી ધમડાછાની સભામાં હમારે તેઓને લાવવાની અને તેઓએ જાતે આવવાની જરૂરજ નહી હતી તેમજ સ્વામીશ્રી નિત્યાનંદજીના હસ્તાક્ષરનો લેખ બહાર પાડવાની પણ જરૂર નહોતી, કારણ નિત્યાનંદજી શાસ્ત્રાર્થ નહી કરે તો તેના જોખમદાર આર્ય સમાજીઓ હતા પણ મહારાજશ્રી શાસ્ત્રાર્થ નહી કરે તો તેના જોખમદાર કોણ તે નકી ઠરેલુ નહિ હોવાથી મહારાજશ્રી માધવતીર્થજીના હસ્તાક્ષરની માગણી કરી હતી.

૮—શાસ્ત્રાર્થ અમુક અમુક વ્યક્તીથીજ થવો જોઇએ એવો કાંઇ નિયમ નથી વીગેરે જે લખ્યું છે તેના જવાબમાં લખવાનું કે જે સ્થાનના જોખમદાર મુખ્ય હોય તેણે પોતેજ શાસ્ત્રાર્થ કરવો જોઈએ કારણ ગુરૂ કરતાં શીષ્ય વર્ગ ઓછા જ્ઞાન વાળો હોયજ એવો લૌકીક નિયમ છે માટે મહારાજ માધવ તિર્થજીના હાથથી લખેલો શાસ્ત્રાર્થ બહુજ ગંભીર અને તત્વજ્ઞાનથી સંપુર્ણ હોવો જોઇએ. તેથી મહારાજશ્રીએજ શાસ્ત્રાર્થ કરવો જોઇએ એવો આર્ય સમા-જીઓનો આગ્રહ યોગ્યજ છે. મહારાજશ્રીના શીષ્ય તથા આર્ય સમાજના પંડીતોનો શાસ્ત્રાર્થનો ચાલુ છેજ, પણ મુખ્ય ધર્મ ગુરૂઓ શાસ્ત્રાર્થ કરે તો કાંઇ અલૌકીક અજવાળુ પડે.

૯.—મી કલમના જવાબમાં લખવાનુ કે રાજકોટ, મુંબઇ વિગેરેમાં મહારાજશ્રી જે રૂઢીએ શાસ્ત્રાર્થ કરવાનો આડંબર કર્યો હતો તે તમામ સમજુ પ્રજા વર્તમાનપત્રો દ્વારા સમજી ગઇ હતી અને શોક સાગરમાં ડુબકાં ખાતી હતી વિશેષ ખુલાસો કરવાની જરૂર છે કે આર્ય સમાજીઓ સાથે શાસ્ત્રાર્થ

ર્યા પણ આર્ય મુની તથા સ્વામી નિત્યાનંદની હાજરી પોકરાવી છતાં સભામાં હાજર થયા નહી. તો હમે પુછીએ છીએ કે ત્રણ દિવસ સુધી સભામાં શાસ્ત્રાર્થ કીધો તે કોની સાથે? હમે ધારીએ કે ભીંત સાથે કીધો હશે. વાહ? કેત્રો "વદતો વ્યાઘાત."

૧૦.—મી કલમમાં લખ્યું છે કે પ્રસ્તુત વિષય છોડીને બીજા વિષયોનો શાસ્ત્રાર્થ કરવા માંગણી કરેલી છે અને મ્રતક શ્રાદ્ધ. મુર્તીપુજા પરલોક વિગેરે વિવાદાસ્પદ વિષયો સપ્રમાણ એમ તમારે કબુલ છે એમ સ્પષ્ટ થાય છે વિગેરે લખ્યું છે તેના જવાબમાં લખવાનું કે રીપોર્ટ લખનારને ખબર નથી કે પ્રસ્તુત વિષયથી યાવત વિષયોનો નિર્ણય થવાનો છે કારણ કે દ્વૈતાદ્વૈત વિગેરે જે સંપ્રદાયો છે એ સંબંધી શાસ્ત્રીય વિચારથીજ મુર્તી પુજા, મ્રતક શ્રાદ્ધ વિગેરેના નિર્ણય થઇ શકે છે, માટે રીપોર્ટમાં લખવું કે મુર્તીપુજા વિગેરે તમારે સપ્રમાણ છે એ કેટલું ભુલાવો ખવાડનારૂં તથા ભોળી પ્રજાને ભ્રમમાં નાંખનારૂ છે. દ્વૈતાદ્વૈત, વિશુદ્ધાદ્વૈત એ શબ્દોનું રીપોર્ટ લખનારને જ્ઞાન પણ નથી કે જેથી નિત્યાનંદજી મહારાજને અર્થો પુછ્યા છે એટલે રીપોર્ટ લખનાર કેવા વિદ્વાન છે એ સમસ્ત પ્રજા વર્ગ સમજી લેશે.

૧૧.—સન્યાસ ધર્મ એ ત્રીજો વીષય છે પણ શાસ્ત્રાર્થની માગણી કરનાર જીજ્ઞાસુ ગ્રહસ્થ છે તેને ગ્રહસ્થ ધર્મ જાણવાની જરૂર છે છતાં તમારે સન્યાસ ધર્મ સાંભળી સન્યાસી થવાનો હેતુ છે કે કેમ વીગેરે કટાક્ષ કર્યો છે, એના જવાબમાં લખવાનું કે અમો ગૃહસ્થ છીએ છતા બ્રહ્મચર્ય, વાનપ્રસ્થ અને સન્યસ્ત એ ધર્મ જાણવાની જરૂર છે તેમાં બ્રહ્મચર્ય તો આ વખતે નષ્ટ છે. વાનપ્રસ્થ તો તદન નષ્ટ છે પણ સન્યાસ ધર્મ પાળતા સન્યાસીઓ જોવામાં આવે છે. તે પૈકી શંકરાચાર્ય મહારાજ પણ સન્યાસ ધર્મમાં પ્રવર્ત થએલા છે તથા આદ્ય શંકરાચાર્ય મહારાજ હાલના કહેવાતા શંકરાચાર્યોના માફક મનુષ્ય વાહન ધોળે દહાડે મસાલ, જરી કોરનાં કપડાં, ચાંદીની પાવડી, કીનખાબના ગાદી તકીઆ અને પંચાયતન દેવ પુંજા રાખતા હતા કે કેમ

તે સન્યાસ ધર્મ જાણવાથી પ્રજાને ખબર પડે અને સન્યાસ ધર્મમાં શું શું વર્જ્ય છે તે પણ ખબર પડે કેમકે ભવીષ્યમાં કોઇ જીજ્ઞાસુ ગૃહસ્થને સન્યાસ લેવાની ઇચ્છા થાય તો "યથા ગુરૂ તથા શીષ્યા" એ ન્યાય પ્રમાણે આવો આડંબર ચાંલુ કરવો કે કેમ તે સુજ પડે.

૧૨—આર્ય સમાજીઓ ગુણકર્મથી વર્ણાશ્રમ માને છે. વિગેરે લખીને સન્યાસ ધર્મની શી આવશ્યકતા છે, એવો જે ઉડાઉ ખુલાસો આપ્યો છે તેમાં જણાવવાનું કે આર્ય સમાજ નામનો કોઇ પંથ નથી તેમજ આર્ય સમાજ નામનો કોઇ ધર્મ નથી પણ ફક્ત આર્ય સમાજ નામની એક સંસ્થા છે, અને તે વેદ ધર્મને માન નારી છે. માટે વેદ તથા અનેક આર્ય ગ્રંથોમાં ગુણ કર્મ સ્વભાવથી વર્ણ વ્યવસ્થા વર્ણવેલી છે, તેજ પ્રમાણે આર્ય સમાજ વર્ણવ્યવસ્થા મનાવવા કહે છે, છતાં રીપોર્ટ લખનારને તે વાત નહિ માન્ય હોય એમ જણાય છે અને તેથી સન્યાસ ધર્મ આર્ય સમાજીઓ માનતા નહિ હોય એવો કુતર્ક કર્યો છે.

કલમ—૧૩—૧૪—તથા ૧૫ નો ખુલાસો ઉપર થઇ ગયો છે.

ઉપરની સઘળી બાબતમાં છેવટ ખુલાસો જણાવવાનો કે હમને મોટી આશા હતી કે પોતાને જગદગુરૂ કહેવડાવતા માધવતીર્થજી જગતમાં ફેલાયેલા અંધકારને પોતે શાસ્ત્રાર્થ કરીને અજવાળુ પાડશે પણ તે હમારી આશા નષ્ટ થઇ છે અને છેવટે રીપોર્ટમાં આવેલા જવાબથી હમે તદન નિરાશ થયા છીએ. કારણકે જ્યારે શંકરાચાર્યના શિષ્ય વર્ગ તથા સમાજના પંડીતો વચ્ચે શાસ્ત્રાર્થ થશેતો હાલમાં ચાંલતા અનેક પંથો સબંધી નીર્ણય થઇ શકવાનો નથી કારણ-પંડીતો ઉપર લખ્યા પ્રમાણે અનેક સાંપ્રદાયીકો છે. છતાં આગ્રહ પકડવામાં આવતો હોય તો આર્ય સમાજના પંડીતો અનુકુળ વ્યવસ્થા પ્રમાણે શાસ્ત્રાર્થ કરવા તૈયાર છે. અને વૈદીક ધર્મની ઉન્નતી કરવા પાછળ પોતાનુ તન, મન, ધન અર્પણ કરવા ઇન્તેજારછે. કારણ આ ભારત ભુમિ અવનત દશાને પ્રાપ્ત થઇ છે. તેનું મુખ્ય કારણ પંથોની ખેંચાખેંચીથી માં-

હોમાંહે કુસંપ વધવાથી થઇ છે.

દીલગીરી સાથે વધુ જણાવીએ છીએ કે જે પ્રમાણે સ્વામીશ્રી નિત્યા-નંદજીને શંકરાચાર્ય માધવતીર્થજીના શાસ્ત્રાર્થ કરવા વિષેના આપેલા ભરોસા ઉપર વિશ્વાસ રાખીને તેઓને અહીં પધારવાની તસ્દી આપી હતી, અને તેઓના ચાર દીવસનો અમુલ્ય વખત મહારાજશ્રી માધવતીર્થજીએ શાસ્ત્રાર્થ નહિ કરવાથી નકામો ગયો માટે એવો પ્રસંગ પંડીતો આવે તે વખતે ફરીથી નહી થાય એવી આશા છે. અને શંકરાચાર્યના શિષ્ય વર્ગ કયારે અને કયે દીવસે શાસ્ત્રાર્થ કરવા આવશે તેની ખબર ચાર દિવસ અગાઉ હમને મળવી જોઇએ જેથી આર્ય પંડીતોને બોલાવવા.

---

મુકુંદજી કુંવરજી સહી મંત્રી આર્યસમાજ-મજીગામ.

નોટ--કલમ ૬ઠીમાં વિશેષ ખુલાસો કરવાનો કે બ્યાસીકોટી પ્રશ્નના જવાબ આર્યમીત્ર પત્રમાં કે જે આગ્રા આર્ય પ્રતિનીધી સભા તરફથી નીકળે છે તેમાં છપાયેલા છે છતાં ફરી જવાબ માગવાનું કારણ લોકોને ભોળવવા સીવાય બીજું હોય એમ અમે ધારતા નથી.

કછોલીની સભામાં સ્વામી માધવતીર્થના તરફથી જે રીપોર્ટ હમને મળ્યો હતો તેનો ઉતર તેમના માગવા પ્રમાણે હમારા તરફથી ઉપર મુજબ ધમડાછાના વલ્લભ-દાજી વીગેરે પંચો મારફત મોકલ્યો હતો પરંતુ "તે મલ્યો નથી," એવો ઇનકાર કર્યો છે એથી હમો દીલગીર છીએ.

---

નોટીસો રજીસ્ટર મારફત પહોચાડવામાં આવતી છતાં એવી ગપો કાઢવામાં આવતી કે મહારાજ શ્રી તૈયાર છે પરંતુ સમાજીઓ નાસવાનું બ્હાનું કાઢયા કરે છે અને શાસ્ત્રાર્થ કરવો નથી. જે ઉપરથી ગણદેવીના જાગીરદાર દેસાઇજી હકુમતરાય હરરાયભાઇએ પોતાનું ભરોસાદાર માણસ મોકલી વિનંતિ પત્રીકા પહોંચાડી પણ તેનો પણ કસો ઉત્તર નહી. તે નીચે પ્રમાણે.

## શ્રી દ્વારીકા મઠના સ્વામી શ્રી શંકરાચાર્યજી મહારાજની પવિત્ર સેવામાં.

સવિનય નિવેદન કરવાનું કે જ્યારથી આપ શ્રી આ પ્રાંતમાં પધાર્યા છો ત્યારથી આપશ્રીએ બહાર પાડેલી પત્રિકાથી કે જેમાં આપે સામાજીકોને વર્ણાશ્રમ ધર્મથી પતિત લખેલું છે, તેમજ આપના તેવીજ જાતના ઉપદેશોથી ઉશકેરાઇ જઇ હમારી અનાવિલ જાતીમાં દ્વેષના બીજ રોપાયાં છે, તેથી હમારી જ્ઞાતીને ઘણી પ્રકારની આપત્તિઓ વેઠવી પડવાની સંભવના છે.

૨. આપને વિનંતી કે ખરી રીતે જોતાં અમારામાં જે વેદાદીશાસ્ત્ર ઉપર શ્રદ્ધા ઉત્પન્ન થવાથી અમો સંધ્યા–ગાયત્રી આદી કરતાં તેમજ ઉપનિષદાદી ગ્રંથો વાંચતા થયા છઈએ તે પણ આર્ય ધર્મોપદેશકોનાજ પ્રતાપથીછે.

૩. હમારા બ્રાહ્મણ લોકો જેઓએ હમોને ધર્મનો ઉપદેશ કરવો જોઇએ તેઓનેજ સંસ્કૃત ભાષાનું જ્ઞાન કોલેજ દવારાએ લેવાની ફરજ પડે છે. દરેક આચાર્યનો ધર્મ છે કે યજમાનના કુંટુંબના ઉછરતા છોકરાઓને સંધ્યા કર્મ કરતાં શીખવવું, પરમાત્માનું જ્ઞાન આપવું, ગીતા આદી ગ્રંથો શીખવવા, ઉપનીષદ ગ્રંથો શીખવવા. આપ શ્રી મહારાજને હમારી નમ્રતા પુર્વક વિનંતી કે આપ મહારાજ પાસે જે બ્રાહ્મણો આવેછે, તેઓ વેદાદી ગ્રંથો શીખવવાને લાયક છે. યજમાનોને સંધ્યા શીખવવી અને કરાવવી–ધર્મ પુસ્તકોનું અધ્યયન કરાવવું એ શું તેઓનું કૃત્ય નથી–અને તે પ્રમાણે શું તેઓએ કરાવ્યું છે? જે યજમાનો સંસ્કૃત ભણેલા છે તેઓના મનમાં શંકા ઉત્પન્ન થાય છે, આપના જેવા શ્રી જ્ઞાતા અને મહાન વિદવાન પવિત્ર મહાત્માથીજ હમો જે સીદ્ધાંત શીખ્યા છીએ તે ખરા છે કે ખોટા છે તે સીદ્ધ થવા જોઇએ. માટેજ આપ શ્રીએ પોતેજ આર્ય સમાજી તરફથી વીદ્વાન સ્વામીઓ આવે તેની સાથે શાસ્ત્રાર્થ કરી, હમારા જેવા વૈદિક ધર્મના જીજ્ઞાસુઓનું સમાધાન કરવું જોઇએ, જેથી કરી હમારી જ્ઞાતીમાં સનાતની તથા આર્ય સમાજીઓ

વચ્ચે કોઈ પણ રીતનો કલેશ ન ઉત્પન્ન થતાં ઐક્યતા થઈ સ્નેહ ઉત્પન્ન થાય, અને એજ પ્રમાણે થવું જોઈએ, તે આર્ય સમાજીના સ્વામીઓ તથા આપ મહાત્મા પણ કબુલ કરશો. અને તે પ્રમાણે ઉપદેશ પણ કરશો—સત્ય શું છે, તે દરેક પુરૂષે શોધી કહાડવું એ તેની ફરજ છે. અને સન્યાસી સીવાય નિષ્પક્ષપાતપણે બીજો કોઈ પગારદાર શોધી આપી શકેજ નહી, કારણ કે તે-માં તેનો પોતાનો સંસારીક સ્વાર્થ રહેલો હોય છે. એમ કહેવામાં આવે છે કે ભીમસેન પંડીત તેમજ જ્વાલાપ્રસાદ વીગેરે કે જેઓ આર્ય સમાજ તર-ફથી પ્રથમ ઉપદેશ કરતા હતા અને કહેવાતા સનાતન ધર્મનું ખંડન કરતા હતા તેઓ હાલમાં કોણ જાણે કયા કારણથી સનાતની થયા છે. તેની હમોને સમજ પડતી નથી માટેજ આવા લોકો દ્વારા સત્ય—અસત્યનો નિર્ણય કરા-વવા ચાહતા નથી.

૪. હમને કેટલાક બ્રાહ્મણો તરફથી ખબર મળી છે કે આપ શ્રીચૈત્ર કૃષ્ણ આઠમને દિવસે શાસ્ત્રાર્થ કરવા સભા ભરવાના છો. જો કદાચ તે વાત ખરી હોય તો આ પત્ર લાવનાર માણસની સાથે નીચે લખેલી બાબતોની કબુલત આપની સહી ટીકા સહીત હમારા ઉપર તરત લખી મોકલાવશો કે જેથી હમે આર્ય સમાજના ઉપદેશક સન્યાસીઓને તે પ્રસંગે બોલાવી લેવાની ગોઠવણ કરીએ કારણકે આ કબુલત આર્ય સમાજીઓએ કબુલ રાખી છે તેમજ હમારા બીજા દેશાઈ લોકોને તે પ્રસંગે તે લાભ લેવા માટે સુચના આપીએ.

૫. આ પત્રનો ઉત્તર જો આપશ્રીના તરફથી પત્ર લાવનારની સાથે મોકલવામાં નહી આવશે તો હમોને આપશ્રી શાસ્ત્રાર્થ કરવા નથી ચહાતા અને લોકો આપના નામથી ખોટી ગપો ઉડાવે છે. એમ દલગીરીથી માનવું પડશે.

૬. આ પત્રનો ઉત્તર લખતી વખ્તે આપના મુખ્યાધીકારીજીને આજ્ઞા કરશો કે આર્ય સમાજીઓને આપેલા ઉત્તરમાં વાપરેલી ગુંચવણ ભરેલી અ-સભ્ય તથા અનુચીત ભાષા વાપરવામાં નહી આવશે તો આપશ્રીનો ઘણોજ

ઉપકાર માનીશું. આપશ્રી પાસે સત્ય શું છે તે જાણવા માટે હમોએ જીજ્ઞાસુ તરીકે આ પત્રિકા મોકલેલી છે માટે તેનું સ્પષ્ટ અને સત્વર ઉત્તર મોકલવા કૃપા કરશો. જો લખવામાં કંઇ ભુલ થઇ હોયતો આપશ્રી ક્ષમા કરશો. એજ વિનંતી.

**કબુલાત—**

( ૧ ) સભા અમુક તીથીએ તથા અમુક સ્થળે થશે.

( ૨ ) સભા ખાનગી નહી બલકે જાહેર ભરવામાં આવશે.

( ૩ ) સભામાં શાસ્ત્રાર્થ અથવા શ્રવણ કરવા આવેલા માણસોનું કાંઈ રીતે અપમાન કરવામાં આવશે નહી.

( ૪ ) શાસ્ત્રાર્થમાં મુર્તીપુજા વેદોક્ત છે. અને શ્રાધ્ધમાં આપેલા પીંડો મરી ગએલાને પહોંચે છે. તેમજ આર્યસમાજીઓ વર્ણાશ્રમથી પતિત છે–આ વિશયો વેદ તથા વેદાનુકુળ શાસ્ત્રોથી સીધ્ધ કરી આપવાની આપને માથે ફરજ રહેશે. ને તેનું ખંડન આર્યસમાજના ઉપદેશકો કરશે.

( ૫ ) જો કદાચ કોઈ નીમીત લઈને આપ શ્રી શાસ્ત્રાર્થ ન કરી શકો અથવા નહી કરવા ચાહો તો આપના તરફથી ગમે તે પંડીતોને શાસ્ત્રાર્થ કરવાની છુટ રહેશે. તેમજ આર્યસમાજ તરફથી ગમે તે પંડીતો શાસ્ત્રાર્થ કરશે. પણ તે શાસ્ત્રાર્થમાં આપના પંડીતોની થએલી હાર જીત તે આપની થએલી ગણાશે.

( ૬ ) શાસ્ત્રાર્થ મૌખીક તેમજ લેખી પણ કરવામાં આવશે, કે જેથી ત્યાં હાજર રહેલા તેમજ ન હાજર થએલા સર્વેને બરોબર લાભ મળે ને એક બીજાને પોતાની કહેલી વાતથી ફરી જવાને તક ન મળે.

( ૭ ) શાસ્ત્રાર્થમાં બેઉ પક્ષને લખવાને તથા બોલવાને માટે સરખો આપવામાં આવશે.

( ૮ ) શાસ્ત્રાર્થ વખતે તાલીઓ પાડનાર–કે–હુર–હુરા વીગેરે કરી ગડ-

ભડ કરનાર માણસોને પોલીસ મારફત સભામાંથી કાઢી મુકવામાં આવશે.

| | | |
|---|---|---|
| ગણદેવી.<br>તા૦ ૧૦ માહે એપ્રીલ<br>સને ૧૯૦૬ | } | હુકુમતરાય હુરરાય દેસાઇ<br>આનંદરાય બાપુભાઈ દેસાઈ |

ઉપલી પત્રિકા પહોચ્યા પછી મહારાજ શ્રીએ થોડે દીવસે નીચેની પત્રિકા બહાર પાડી સમાજીઓને ચેલેંજ કર્યો. એતો જ્યારે મહારાજ શ્રી વિકટ સંજોગમાં આવ્યા અને હવે નિર્ણયવગર આગળ નહીં જવાય એમ જોવાથીજ કબુલ થયા. બાકી મહારાજ કાંઇ ભલમનસાઇથી શાસ્ત્રાર્થ કરે એવા નહોતા, એ દેખીતું છે. વિરપુર, મુંબાઇ આદી સ્થળે તો ગમે તેમ કરીને છટકયાજ હતા. ચેલેંજ નીચે પ્રમાણેઃ—

---

## શ્રી.

# જાહેર ખબર.

| | |
|---|---|
| ૧ નીછાભાઇ નાગરજી પટેલ મુ. કછોલી. | ૨ નારણજી ખુશાલભાઇ. |
| ૩ ભીમાભાઇ ભગવાનજી. | ૪ નીછાભાઇ ભગવાનજી. |
| ૫ ડાહ્યાભાઇ ગાંડાભાઇ. | ૬ ભગવાનજી મુરારજી. |
| ૭ વસનજી જગાભાઇ. | ૭ કસનજી પરાગજી. |
| ૯ નાગરજી રામભાઇ. | ૧૦ કસનજી નીછાભાઇ. |
| ૧૧ ખંડુભાઇ ભીખાભાઇ. | ૧૨ વલ્લભભાઇ ગોપાળજી. |
| ૧૩ ગુલાબભાઇ કુવરજી. | ૧૪ નીછાભાઇ ગાંડાભાઇ. |
| ૧૫ કીકાભાઇ લાલભાઇ. | ૧૬ નીછાભાઇ વસનજી. |
| ૧૭ મુકનજી કુવરજી. | ૧૮ ગુલાબભાઇ અપ્પુભાઇ. |
| ૧૯ રણછોડજી ખુશાલભાઇ. | ૨૦ છોટુભાઇ રણછોડજી. |
| ૨૧ નીછાભાઇ દયાળજી. | ૨૨ પરાગજી દાજીભાઇ. |

૨૩ ગોપાલ પરશોતમ. ૨૪ દયાળજી લલુભાઈ.
૨૫ મોતીલાલ કાલીદાસ. ૨૬ લાલભાઇ લલુભાઇ.
૨૭ પરાગજી અમેરામ. ૨૮ રણછોડજી ગોપાળજી.
૨૯ લલ્લુભાઈ નાગરજી.

૧. ઉપર બતાવેલા નામવાળા અરજદારોને ખબર આપવામાં છે કે તા. ૨૫-૩-૦૬ ના રોજની અરજીની માંગણી પ્રમાણે નિર્ણય કરી આપવા સારૂ તા. ૧૬-૪-૦૬ ના રોજથી અમલસાડ સ્ટેશન નજીક અંધેશ્વર મહાદેવની જગામાં સભાનો આરંભ થશે.

૨. તમારા તા. ૧-૪-૦૬ ના રોજ લલુભાઇ નાગરજી તથા મકનજી કુવરજી ધર્મ જીજ્ઞાસુના સહીથી રજીષ્ટર મારફત આવેલી લેખીત જાહેર ખબરમાં કરેલી માંગણી પ્રમાણે સંસ્કૃત ૮૨ પ્રશ્નનો લેખીત શાસ્ત્રાર્થ આર્ય સમાજી મહાશય નિત્યાનંદજીને કછોલી ગામમાં ભર સભામાં પોંહોંચાડેલો છે.

૩. તેના જવાબ સાથે તથા તા. ૧-૪-૦૬ ના અંબાલાલ ખંડુભાઇ દેસાઇ અને બાવાભાઇ ફકીરભાઇ ધર્મ જીજ્ઞાસુના સહીથી પ્રસીદ્ધ થયેલી હસ્તપત્રીકામાં આર્ય સમાજીઓના તરફથી પણ રૂા. ૧૦૦૦૦) મુંબઇ બેંકમાં જમે કરવામાં આવશે એમ કબુલ કરેલું છે. તેજ પ્રમાણે રૂા. ૧૦૦૦૦)નો મુંબઇ બેંકનો ચેક અગર રોકડ સાથે સભામાં આર્યસમાજીઓને હાજર કરવા.

૪. ઉપર લખ્યા પ્રમાણે સંસ્કૃત શાસ્ત્રાર્થનો જવાબ અને રૂા. ૧૦૦૦૦) નો બંધોબસ્ત વિના આર્ય સમાજીઓને સભાની અંદર આવવા અગર શાસ્ત્રાર્થ કરવાનો કાંઈપણ હક નથી. એટલુંજ નહીં પણ ઉપર પ્રમાણે તમારા તરફથી વ્યવસ્થા કરવામાં ન આવે તો હમારી હસ્ત પત્રીકામાં પ્રશીદ્ધ થયેલી બીના ખરી છે એમ શાસ્ત્રાર્થ કરી નિર્ણય કરી પ્રશિદ્ધ કરવામાં આવશે.

૫. સભા સબંધી થયેલો ખર્ચ કાયદેસર તમારા તરફથી વસુલ કરવામાં આવશે.

૬. બ્રાહ્મણ-ક્ષત્રી-આદી ચાતુર્વરણ્ય પ્રજાને ખબર આપવામાં આવેછે

કે ઉપર બતાવ્યા પ્રમાણે ધર્મ નિર્ણયનો વ્યાખ્યાન પંડીત ભીમસેન શર્મા વીગેરે તરફથી થશે. તે શ્રવણ કરવા ચાતુર્વરણ્ય પ્રજાએ આવવું.

તા.

**કેશવલાલ મગનલાલ સંઘી.**

ઓળખણ.

સારદામંઠ સર્વાધિકારી.

---

## શાસ્ત્રાર્થ.

**પુરાણો વેદ ત્યાં સૃષ્ટિક્રમ વિરૂધ્ધછે એવો સમાજ તરફથી શ્રી માન પંડિત બાળકૃષ્ણે લીધેલોપૂર્વ પક્ષ.**

**પુરાણમાં આવતી મહાદેવની બિભત્સ કથા ઉપર તેમણે ખેંચે શું ધ્યાન, સનાતની પંડિત છોટુ મહારાજે તેનો જવાબ આપવાને બદલે પ્રમાણનાં લક્ષણોના વિષ્યાંતર ઉપર ઉતરી જવા કીધેલી કોશીસ.**

### શાસ્ત્રાર્થના વિષયો તથા સરતો.

અમલસાડ તા. ૧૬ મી એપ્રિલ ૧૯૦૬.

ઉપરની મહારાજ શ્રીની નોટીસ પ્રમાણે સભા સોમવારે અમલ સાડમાં અંબેશ્વર મહાદેવના ચોગાનમાં ભરવામાં આવી. સમાજીઓને જેટલું અપમાન નહીં કરાય એટલું ઓછું એવો મંત્ર તેમને કોઇએ શીખવ્યો હોય એમ જણાયછે. સભામાં એક ખુણામાં દુર છેડે સમાજીઓને બેસવાની ગોઠવણ કરવામાં આવી હતી અને વચ્ચે અંતર કરી દોરીઓ બાંધી દીધી હતી. વધુ અપમાન માટે

સામે પાટીયું માર્યું હતું કે "સમાજીઓએ અહીંઆં બેશવું" હરીફ પક્ષને તો ખાસ ઉલટું માન આપવું જોઇએ. અતિથિ સત્કાર કરવો જોઇએ. તેને બદલે તેમને માટે આ વ્યવસ્થા ! આવી એક પક્ષી સભામાં જવાથી માત્ર અપમાન થશે એવું જાણવા છતાં સમાજીઓએ ધાર્યું કે ન ગયાતો પછી બુમ ઉડાડશે કે "શાસ્ત્રાર્થથી ડરી ગયા તેથી બનેતે ખરી. ભલે અપમાન થાય તોપણ જવું તો ખરૂંજ" તે પ્રમાણે સભામાં ગયા.

સભાના મંડપમાં અવ્યવસ્થા ઘણી હતી. આર્ય સમાજીઓ નિમેલા સ્ટાન્ડર્ડ ચાર વાગ્યા પહેલાં આડધો કલાક વહેલા પુસ્તકોનું મોટું ગાડું ભરી મંડપ આગળ હાજર રહયા હતા. ત્યાં કોઇ પણ પ્રકારનું સન્માન નહી હોવાથી સ્વામી શ્રી નિત્યાનંદજી, સ્વામી શ્રી વિશ્વેશ્વરાનંદજી સ્વામી શ્રી શંકરાનંદજી તેમજ રા. દેશાઇજી હકુમતરાવજી તથા તેમના કાકા આનંદરાયજી અને મુંબાઇના માન્યવર ત્રણ ચાર શેઠીયાઓને મંડપથી પચીસ કદમ દુર એક વડના ઝાડની છાયા તળે ટેબલ ખુરશી નંખાવી બેસાડવામાં આવ્યા હતા. પંડિતજી બાળકૃષ્ણજી તેમજ શાસ્ત્રી મણીશંકરજી પણ ત્યાં હાજર હતા. સનાતનીઓ કોઇપણ પ્રકારે બહાનું કાઢી છટકી જાય નહી તેથી વગર નિમંત્રણે સભાના મંડપમાં સ્વામી શંકરાનંદજીને સંગતીથી મોકલવામાં આવ્યા. એ દીવસ પ્રથમ હોવાથી શંકરાચાર્યજીની સ્વારી પણ વહેલી આવી. શરૂઆતમાં શંકરાચાર્યનો કારકુન શંકરાચાર્ય તરફથી છપાયલાં હેન્ડબીલો વાંચી ગયો તેમાં પણ ચાલાકી કરવામાં આવી. શંકરાચાર્યના આક્ષેપોનો જેમાં પુરેપુરો ઉત્તર આર્ય સમાજીઓના આગ્રહ છતાં વાંચવાના અખાડા કરવામાં આવ્યા અને એટલોજ જવાબ

આપ્યો કે તેથી વખત બહુ થઇ જશે. સભામાં "શાસ્ત્રાર્થ શાસ્ત્રાર્થ" એમ પડઘા પડવા માંડ્યા. આખરે મહારાજે બધું બંધ રાખી શાસ્ત્રાર્થના વિષય તથા નિયમ આદી ઘડવા બન્ને ગૃહસ્થો નીમવા જણાવ્યું. તે ઉપરથી શંકરાચાર્ય તરફથી પોરબંદરના આગલા દીવાન અને હમણાં વલશાડના મામલતદાર મણીરાય અજીતરાય તથા વડોદરાના પંડીત છોટુ મહારાજ અને આર્યસમાજ તરફથી સ્વામી શ્રી શંકરાનન્દજી તથા મુંબાઇમાં પ્રગટ થતાં સુપ્રસિદ્ધ પત્ર આર્યપ્રકાશના તંત્રી રા. મોતીલાલ ત્રિભોવનદાસ દલાલને નિમવામાં આવ્યા હતા આટલુ છતાં શંકરાચાર્યની તે ઉપરાંત પોતાની તરફેણની વાર્તા નીમેલા પંચને નહી ગણતાં બોલ્યા જતા હતા અને સભાનું અધ્યક્ષપણુ પોતેજ પોતાની મેળે સ્વીકારી લીધું "ઑટોક્રસીનો ધુમાડો ક્યાંથી જાય ? વળી સમાજ તરફના પંચમાં નિમાયલા સભ્યોને બનતા સુધી બોલવા દેતા નહીં, અને કહેતા કે પંચમાં નકી કરો. પોતે બોલે એ વાજબી. સમાજ તરફથી પોતાનો પક્ષ રજુ થાય નહીં. સમાજીઓને તો કોઇપણ રીતીએ શાસ્ત્રાર્થ કરવોજ હતો. એટલું હમેશ ધ્યાનમાં રાખવું કે આર્ય સમાજનું જીવન પ્રીતિપુર્વક શાસ્ત્રાર્થ ઉપરજ છે અને એજ એમનો ખોરાક છે. જ્યારે પુર્ણ શાસ્ત્રાર્થ થશે ત્યારે મતવાદીઓને નાસવું પડશે અને સત્યવેદીક ધર્મની સ્થાપના થશે. ગમે તેટલા જુલમ, પક્ષપાત અને બહાના કરે તોપણ સનાતનીઓ લાગમાં આવેલા તેમને છટકવા દેતા નહીં હતા એવા વિચારથી તે પણ સહન કરી લીધું.

---

## —:શાસ્ત્રાર્થના વિષયો:—

બાદ નિમાયેલા પંચે નીચેના ત્રણ વિષયો પ્રથમ શાસ્ત્રાર્થ માટે નક્કી કીધા હતા:—

૧. આર્યસમાજનો પક્ષ એ છે જે પુરાણોમાં વેદ વિરૂદ્ધ તથા સૃષ્ટિક્રમ વિરૂદ્ધ બહુ વાતો આવેછે માટે પુરાણો અમાન્ય છે.

૨. આર્ય સમાજ ચતુર્વર્ણ ગુણ, કર્મ અને સ્વભાવથી માનેછે જન્મ માત્રથી નહીં.

૩. આર્ય સમાજ પાષાણાદીની પ્રતિમાની પુંજા માનતી નથી.

આર્યસમાજ તરફથી જે હેન્ડબીલો નીકળેલાં તેમાં બીજા વિષયો ઉપર પણ શાસ્ત્રાર્થ કરવાની માગણી કીધેલી પરંતુ ઉપલા ત્રણુજ વિષયો સૌથી વધુ તકરારી તેમજ લોકોપયોગી હોવાથી તે ઉપરજ હાલમાં શાસ્ત્રાર્થ કરવો એમ સમાજ તરફના બીરાજતા સભ્યોએ જણાવેલું અને રા. સા. મણીલાલે સ્વિકારેલું. પણ શંકરાચાર્યવાળા તરફથી એવી ગપ કાઢવામાં આવી કે બાકીના વિષયોમાં ( જેવા કે શ્રાદ્ધ આદી ) તો સમાજીઓ સનાતનીઓનો મત સ્વિકારેછે. આથી બીજે દીને મળેલી સભામાં સમાજીઓએ ખુલાસો કીધો અને જણાવ્યું કે જો તેમ લોકો ધારતા હોય તો હમો બીજા વિષયો ઉપર પણ શાસ્ત્રાર્થ કરવા તૈયાર છીએ. તે ઉપરથી “ શંકરાચાર્ય હાલમાં સન્યાસ ધર્મ પાળતા નથી ” એવો સમાજનો પક્ષ છે એમ લખવા જણાવ્યું પણ તેતો અંગત હુમલો

થયો એમ જણાવવામાં આવ્યાથી " હાલમાં કહેવાતા સન્યાસીઓ વેદ તથા વેદાનુ કુળ સ્મૃતિઓમાં બતાવેલા સન્યાસ ધર્મ પ્રમાણે ચાલતા નથી" એવો સમાજનો પક્ષછે એમ લખવા ઠર્યું બીજા વિષયો પણ લખાવવાની ભાંજગડ ચાલતી હતી પણ બાદ છોટુ મહારાજે લખ્યું કે " બીજા પણ જે પ્રશ્નો સમાજીઓ પુછે તેનો ઉત્તર સનાતનીઓ તરફથી આપવામાં આવશે. " એથી સમાજ ઉપરથી કલંક દુર થવાથી વિષયની તકરાર પતી ગઇ.

---

## —:શાસ્ત્રાર્થના નિયમો:—

સોમવારે પંચે એક મતે થઇ શાસ્ત્રાર્થના નીચલા નિયમો ઠરાવ્યા હતા.

૧. આર્યસમાજના પ્રમાણીક ગ્રંથો રૂગવેદાદી ભાષ્ય ભૂમીકા નામના સ્વામી દયાનંદ રચીત ગ્રંથમાં લખેલા છે તે ક્રમથી માનવામાં આવશે.

૨. સનાતની પક્ષ જે પુસ્તકના નામ માનતા હશે તેના નામ લખાવવા અને જે પુસ્તકના નામ નહી લખવામાં આવે તે પુસ્તક તે માનતો નથી એમ ગણવામાં આવશે અને તે પ્રમાણમાં લઇ શકાશે નહી.

૩. સામા પક્ષવાળો જે જે ગ્રંથોને માને છે તેમાં પ્રમાણો વિરૂદ્ધ પક્ષવાળો તેને આપી શકશે અને તે, તે સામાપક્ષવાળાને કબુલ કરવાં પડશે.

૪. સભાના પ્રબંધ કર્તાઓ બન્ને પક્ષ તરફથી સરખા નિયત કરવામાં આવશે, અને જે પણ કોઇ ગરબડ કરશે તે માટે તેનો પક્ષ જોખમદાર ગણવામાં આવશે ને પ્રબંધ કર્તાઓને શાસ્ત્રાર્થ વિષે અભિપ્રાય આપવાનો હક નથી.

૫. જ્યાં સુધી શાસ્ત્રાર્થનો એક વિષય પુરો ન થાય ત્યાં સુધી તેમને સ્થાને બીજો પંડિત બદલવા દેવામાં આવશે નહી.

૬. જે પંડિત શાસ્ત્રાર્થ કરશે તે બીજા કોઇની સહાયતા લઇ શકશે નહી.

૭. દરેક પંડિત પા—પા (૦।) કલાકથી વધુ વખત લખવા માટે એકી વખતમાં લઇ શકશે નહી.

૮. દરેક વિષય ઉપર વધુ પંદરથી વધારે દિવસ શાસ્ત્રાર્થ થઇ શકશે નહી.

આ પ્રમાણે સોમવારે સ્વામી નિત્યાનંદજી જેઓ મંડપની બહાર દુર કચેરી ભરી બેઠા હતા ત્યાં પંચે નકી કર્યા હતા. સ્વામી શ્રી નિત્યાનન્દજીએ ખુદ શંકરાચાર્યજીએ શાસ્ત્રાર્થ મહારી સાથે કરવો એવી માંગણી કીધી હતી તેના જવાબમાં છોટુ મહારાજે જણાવ્યું કે શિષ્યો હોય ત્યાં સુધી પંડે આચાર્યને શી જરૂરછે ? સ્વામીશ્રીએ જણાવ્યું કે તેઓ આદ્ય શંકરાચાર્યના ગાદીપતિ છે તેથી તેમણે તેમનું અનુકરણ કરવું જોઇએ. તેઓ પોતેજ શાસ્ત્રાર્થ ગમે તે જોડે કરતા હતા. છોટુ મહારાજે કહ્યું કે શિષ્યો હોય ત્યારે કરતા, અને કુમારિલભટ કરતા હતાં. સ્વામીજીએ કહ્યું કે કુમારીલભટ શંકરાચાર્યના શિષ્ય હતા એ તમે ક્યાંથી લાવ્યા ? મારા ધારવા પ્રમાણેતો

આચાર્ય હોય ત્યાં સુધી બીજાને શાસ્ત્રાર્થનો અધિકારજ નથી. અને ખરો નિર્ણયતો આશ્રિત પંડિતો કે જેઓ માત્ર "ભાડાના ટટ્ટુઓ" છે તેમનાથી થાયજ નહી. પ્રજાને તો ઉભય પક્ષના વડાઓ જાતેજ શાસ્ત્રાર્થ કરે તેથીજ ખાતરી અને સંતોષ થાય. છોટુ મહારાજે આનો જવાબ આપ્યો નહોતો.

જો શંકરાચાર્ય જેટલુંજ ઉંચું આશન સભામાં સ્વામીશ્રી નિત્યાનંદજીને આપવામાં આવે તો તેઓ સભામાં પણ તેમના વિરોધીઓની સંખ્યા વધારે હોવા છતાં આવવાને તૈયાર છે એમ આર્યસમાજ તરફથી રા. મોતીલાલ દલાલે જણાવ્યું હતું. તેનો જવાબ રા. સા. મામલતદાર મહાશંકરે એવો આપ્યો કે તેઓતો આચાર્ય અને જગતગુરૂછે. તમારા નિત્યાનંદજી તેમ છે?

રા૦ મોતીલાલ—તેઓ પોતાને ગમે તેમ પદવી આપે તેથી શું થયું? હમને નિત્યાન્દજીને માટે તમને જેટલી શંકરાચાર્ય માટેછે તેથી કિંચિંત પણ ઓછું નથી. આર્ય સમાજના ગુરૂતો વેદ છે. સ્વામી નિત્યાનંદજી તેમનામાં સૌથી વડા તથા મહા મહોપદેશક છે માટે આશનની સરખી અને નિષ્પક્ષ વ્યવસ્થા થવી જોઇએ. વળી જગદગુરૂ હોવાની વાત પણ માન્ય નથી. શૈવ બ્રાહ્મણો શિવાય બીજા પંથવાળા તેમને ગુરૂ ક્યાં માનેછે? મુસલમાનો પણ માનતા નથી. માટે જગદગુરૂતો શું પણ હીન્દના અને હીન્દુઓના પણ તેઓ ગુરૂ નથી. આ ઉપરથી સભામાં કેટલાક બ્રાહ્મણો બોલી ઉઠ્યા કે સભામાં મુસલમાનનું નામ પણ લેવું નહી. આટલેથી વાત પડતી મુકાઇ.

## શંકરાચાર્ય પણ પાષાણાદિની પ્રતિમા પુજા માનતા નથી?

ઉપલા વિષયો તથા નિયમો સોમવારે સાંજે નકી થયા પછી તે શંકરાચાર્યની પાસે લઇ જવામાં આવ્યા. વિષય વાંચતાં વારજ તેઓ બોલ્યા કે "એમાં નવું શું છે? અને ત્રીજો વિષય વાંચતાંને વારજ બોલી ઉઠયા કે "ત્યારે પાષાણાદિની પ્રતિમાની પુજા હમે પણ કયાં માનીએ છીએ! આ સાંભળી તેમના પંડિતો હબકી ઉઠયા હતા. બાદ તેઓ મોટેથી બોલ્યા કે હું પોતે સ્વામી નિત્યાનંદ સાથે શાસ્ત્રાર્થ કરવા તૈયાર છું. છોટુ મહારાજ—જ્યાં સુધી આપના શિષ્યોમાં પ્રાણછે ત્યાં સુધીતો તેમ નહીં થાયા હમે શું કમ છીએ? શંકરાચાર્યજી (ઠંડા પડીને)—શિષ્યોના આ જુલમથી તો હું લાચાર છું! (આમ કહીને સ્વામી નિત્યાનન્દજી સાથે શિષ્યોના દીલ દુખાવાના ડરથી માંડી વાળ્યું ?)

---

જ્યાં સુધી નિયમો નકી ન થાય ત્યાં સુધી સભામાં કોઇએ ભાષણ આપવું નહીં એવું પંચે નકી કીધું હતું તે છતાં પંચ મસલત ચલાવવા મંડપ બહાર ગયું કે થોડી મીનીટ પછી સમસ્ત પંચની રજા વિના પંડિત ભીમશેનને ભાષણ આપવા ઉભા કરવ માટે મસલત ચલાવી સભાને તેમની ઓળખાણ કરાવવા મહારાજ શ્રીના કહેવાથી ઉભા થયા. જેવા ભીમશેન ઉભા થયા કે તુરત સ્વામી શ્રી શંકરાનંદજીએ પોતે છપાવેલી તેમના પોગળની નોટીસ તેમના હાથમાં ઉભા થઇ મુકી દીધી જેનું મથાળું વાંચતાંજ તેઓ નીચે બેસી ગયા અને તેનું વાંચન મનમાં ચલાવ્યું જે નીચે આપીછે.

---

# સત્ય વૈદિક ધર્મના જીજ્ઞાસુઓને એક અગત્યની સુચના.

## સુચના.

દ્વારકા મઠના અધિપતિ સ્વામીશ્રી માધવતીર્થજીએ આર્ય-સમાજ સાથે શાસ્ત્રાર્થ કરવામાં અસમર્થ હોવાથી પોતાની સહાયતા અર્થે રાજકોટ, મુંબાઇ તેમજ આપણા પ્રાંતમાં બોલાવેલ પંડિત શ્રી ભીમસેનજીની ઓળખાણ આ પત્રદ્વારા કરાવવા અમે રજા લઇએ છીએ.

લોકોમાં જાહેર કરવામાં આવે છે કે પંડિત શ્રી ભીમસેનજીએ વેદનું જ્ઞાન વધી જવાથી તેમજ સ્વામી શ્રી દયાનંદજીની ભૂલો જાણી, આર્ય ધર્મની અસત્યતા સમજી, આર્ય સમાજને મુકી દઇ સનાતની થયા છે. તેની સાથે એમ પણ કહેવામાં આવે છે કે જ્યારે ભીમસેનજી જેવા પંડીતોએ સમાજ છોડી દીધી છે તો બીજા લોકોએ પણ મુકી દેવી જોઈએ.

તેના ઉત્તરમાં દીલગીરી સાથે જણાવવું પડે છે કે આ વાત સર્વથા મિથ્યા છે. અને ભોળાં લોકોને માત્ર ઠગવા માટે આવી ખોટી ખબરો પ્રસિદ્ધ કરવામાં આવી છે. ખરી હકીકત નીચે પ્રમાણે છે. જેની સત્યતા પંડિતશ્રી ભીમસેનજીના પોતાના લેખોથીજ સિદ્ધ થઇ જાય છે કે જે લેખ પંડીતશ્રી ભીમસેનજીને આર્ય સમાજમાંથી કાઢી મુકયા પછી પાછા સમાજમાં દાખલ થવાની ઇચ્છાથી પોતે પોતાના આર્યસિદ્ધાંત નામે ચોપાનીઆમાં પ્રસિદ્ધ કર્યા છે. અને તેમ છતાં જ્યારે સમાજીઓએ પોતાનામાં સામેલ કરવા ના પાડી. ત્યારે કહેવાતી સનાતન ધર્મસભાને શરણે જવાની તેઓ શ્રીને જરૂર પડી છે.

પંડિત ભીમસેનજી સ્વામીશ્રી દયાનંદજીની પાસે તેઓ શ્રીએ રચેલા પુસ્તકો લખવા માટે લેખક તરીકે નોકર હતા તેની સાથે સ્વામીશ્રી તેમને વ્યાકરણ આદિ શાસ્ત્રો પણ ભણાવતા હતા. સ્વામીજી મહારાજના ગુજરી ગયા પછી કેટલાક વરસ સુધી પંડિત ભીમસેનજી સ્વામી દયાનંદજીના વિચારો

ફેલાવવામાટે આર્ય સિદ્ધાંત નામનું ચોપાન્યું કહાડતા હતા. તેમજ સ્થળે સ્થળે જઇ આર્ય ધર્મનું મંડન અને કહેવાતા સનાતન ધર્મનું ખંડન કરતા હતા. પંડિત ભીમસેનજીએ કેટલાક પુસ્તકોની ટીકા પણ લખી હતી. ઉપનિષદોની ટીકામાં કેટલોક ફેરફાર કરેલો તેમજ મનુસ્મૃતિની ટીકા કરતી વખતે કેટલાક મહત્વના શ્લોકો અમુક કારણસર તેમણે તે પુસ્તકમાંથી કાઢી નાંખેલા. તેમજ ગીતાજીની ટીકા કરતાં પણ અનેક મહાન ઉત્તમ શ્લોકોજ નહી પણ અધ્યાયોના અધ્યાયો ઉડાવી દીધા. અને પ્રગટ કર્યું કે તે વૈષ્ણવ લોકોએ ગીતામાં સેળભેળ કરેલા છે. તેવીજ પ્રકારે કેટલાક વિષયોપર હાલમાં ચાલતી સંપ્રદાયોની રીતિ પ્રમાણે લેખો લખવા માંડયા હતા. બધી વાતો જોતાં વિદ્વાન આર્યસમાજીઓને તેમના પ્રત્યે ઘણોજ તિરસ્કાર ઉત્પન્ન થઇ ગયો હતો. આર્યસમાજના પેપરોમાં તથા જાહેર ભાષણોમાં તેમની વિરૂદ્ધ બોલાવા લાગ્યું તેટલામાં અધુરામાં પુરૂં એમ થયું કે શેઠ માધવપ્રસાદજીના ઘેર યજ્ઞ કરાવતાં કોણજાણે શા ગુપ્ત કારણથી પંડિત ભીમસેનજીએ બનાવટી બકરાને તલવાર દેખાડી પશુવધના મંત્રનો વીનીયોગ પુરો કર્યો. ( જુઓ તેઓનોજ આર્ય સિદ્ધાત ભાગ ૧૦ અંક ૯ પાનું ૪૩ ) તે પેહેલાં પણ જ્યારે આર્યસમાજીઓએ તેમના ઉપર સ્વામીજીના અભિપ્રાયથી વિરૂદ્ધ લખવાનો આરોપ મુકી નારાજગી પ્રગટ કરેલી તે વખતે પણ આર્યસમાજીને વિશ્વાસ આપવા માટે તેમણે પોતાના આર્યસિદ્ધાંત ૧૦-૯-૩૩માં પ્રગટ કરેલું કે હું ઇશ્વરાનંદની માફક કૃતઘ્ની નથી. "હું મારા ગુરૂ સ્વામી શ્રીદયાનંદજીને કોઇપણ દીવસ ખરાબ લગાડીશ નહી અને જે સ્વામીજીના સંબંધમાં કંઇપણ ખોટું લખું તો મનેકૃતઘ્નતાનો દોષ લાગે." બનાવટી પશુવધ પછી જયારે સમાજીઓએ તેને સર્વથા સમાજથી અલગજ કરી મુકવાની કોશીસ કરી ત્યારે તેણે તટસ્થ રહેવાની પ્રતિજ્ઞા કરી અને દીલ્હી જઇ સમાજીઓ પાસે માફી માંગી કે જે માફી તેમના આર્ય-સિદ્ધાંત ૧૦-૧૨-૫૪માં છાપી હતી તે સીવાય બીજા પણ કેટલાક પેપરોમાં છપાની હતી. તેમાં એમ લખેલું કે આ વખતે મારી ભૂલ થઇ છે. હવે આગળ એવી ભૂલ કરીશ નહીં.

મારી નામની નકલ નીચે પ્રમાણે. (આર્ય-સિદ્ધાંત ૧૦-૧૨-૫૪)

યદિ મામ પ્રતીકારમ શસ્ત્રંશસ્ત્ર પાણુય: ।
ધાર્તરાષ્ટ્રા રણે હન્યુસ્તન્મે ક્ષેમતરંભવેત ॥

આ શ્લોક લખીને લખે છેકે જેવી રીતે અર્જુને કહ્યું હતું કે મને ખાલી હાથ છતાં અને કાંઇપણ બચાવ ન કરતાં જો દુર્યોધનાદિ મારી નાંખે તો મારૂં કલ્યાણ છે. પણ હું તેમની સામે હાથ ઉપાડીશ નહીં." તેવીજ રીતે હું પણ કહું છું કે આર્ય સમાજી લોકો મને ગમે તેટલું કોચવે હદબહાર દુઃખી કરે તો પણ મારી આયુષ્ય પર્યંત સમાજનો પ્રતિપક્ષી થઇશ નહીં કિંતુ આવશ્યક્તા હોવાથી આર્યસમાજનેજ સહાય આપીશ. હું પ્રથમથીજ આર્યસમાજમાં રહ્યોછું. અને સર્વ પ્રકારના કાર્યોમાં સહાયતા મળેલ છે. અને મારા તરફથી આર્યસમાજને પણ સહાયતા મળેલ છે.

હવે જો હું પોતે પ્રતિપક્ષી થાઉ અથવા જો પ્રતિપક્ષીઓને સહાયતા આપુ તો કૃતઘ્નતાનો દોષ મારાપર આવે. હવે રહ્યો યજ્ઞાદીનો વિચાર તે સર્વ આર્ય લોકોને જેવી રીતે ગમે તેવી રીતે તેઓ વિચાર કરે અને માને. હું આ વિષયમાં પ્રતિપક્ષી રીતે આગળ કાંઈ પણ લખીશ નહીં. એટલા માટે આપ લોકો અવશ્યમેવ મારી પહેલાંની ધ્રુષ્ટતા માટે મને ક્ષમા કરો.

હસ્તાક્ષર.

**આપનો ભીમસેન શર્મા.**

આ સીવાય બીજા એવા કેટલાક લેખો પોતાના આર્ય સિધાંતમાં પ્રગટ કર્યા જેમાં જણાવ્યું હતું કે હું સ્વામીશ્રી દયાનંદજીને પુર્વવત ગુરૂ માનુ છું અને કોઈ દીવસ પણ આર્યધર્મને હાનીકારક કૃત્ય કરીશ નહીં તેમ છતાં જ્યારે આર્યસમાજીઓએ મારી નજ આપી ત્યારે પંડિતજીને કહેવાતા સનાતન ધર્મમાં જવું પડયું છે. હવે એના પરથી સપષ્ટ થઈ શકે છે કે સ્વાર્થી ભીમસેનજી છે । કે આર્યસમાજી છે અથવા પંડિત ભીમસેનજીના આવા ગુણો

જાણતાં છતાં સહાયતા લેનાર તેમના કહેવાતા હાલના ગુરૂ ( પંડિતજીના પોતાના લેખ મુજબ સમાજમાંથી ખાતલ થતાં સુધી તો તેમના ગુરૂ સ્વામી-શ્રી દયાનંદજી હતા) દ્વારકાંમઠના અધિપતિ સ્વામીશ્રી માધવતીર્થજી સ્વાર્થીછે?

પંડિત ભીમસેનજીની સ્વીસ્તાહકીકત જાણવા માટે તેમના પોતાના ઈ. સ. ૧૯૦૦ ના આર્ય સિધાંતો વાંચવા જોઇએ. કે જેથી તેઓનું ખરેખર રૂપ દેખાઇ આવશે. તોપણ તે માંહેના થોડાક દાખલા અત્રે ટાંકીએ છીએ કે જેથી તેઓ કેવા સતાતની છે તે ખબર પડી જશે.

ભાગ અંક પાનું

આર્ય સિધાંત ૧૦-૯-૩૧ માં સ્વામીજીનો શિષ્ય કહેવરાવવામાં ઉ-ઉત્સુકતા બતાવવી

" ૧૦-૯-૩૪ માં સ્વામીજીએ સ્વપ્નમાં આવી શીક્ષા આપ્યાનું લખવું.

" ૧૦-૯-૩૬ માં મુર્તી પુન્ન અવતાર વગેરેનું વેદ વિરૂદ્ધ છે એવું લખાણ અને હાલના કહેવાતા સનાતન ધર્મને માનવાની પ્રતિજ્ઞા.

" ૧૦-૯-૫૦ માં પ્રતિનીધી સભા પાસે સુલેહની પ્રાર્થના કરવી.

" ૧૦-૧૦-૯ માં વેદ વિરૂદ્ધ સ્મૃતિઓ ન માનવાંનું લખાણ.

" ૧૦-૧૧-૨૫ માં શમાજની હાનીના લખેલ લેખો પાછા લેવા.

" ૧૦-૧૧-૨૬ માં સમાજ વિરૂદ્ધ લેખો ક્રોધે લખાયા છે એવો કરેલો સ્વીકાર.

" ૧૦-૧૧-૪૧ માં કેટલાંક ઉપનીષદો પુરાણ સમાન નવાં માનવાં.

„ ૧૦-૧૨-૫૨ માં શતરના લક્ષણ. (ગુણને પણ અવગુણ સમજે.)

આ ઉપરથી પંડિતજીના વચન પર કેટલું વજન રખાય એનો વિચાર વાંચક વર્ગને સોંપીએ છીએ.

એમ કહેવામાં આવે છે કે પંડિતજી સમાજમાં રહેવાને માટે પશ્ચાતાપ કરે છે. પણ હજુ સુધી હમારા હિંદુભાઈઓએ એમ નહીં સાંભળ્યું હશે કે પંડિતજીએ હિંદુશાસ્ત્રોના ખંડન કરવા બદ્દલમાં હજી સુધી પ્રાયશ્ચીત કર્યું છે કે નથી ? ટુંકમાં જણાવવાનું કે પંડિતજીનો ખરો ધર્મ આર્ય તેમજ સનાતન ધર્મ પણ નથી, તેમનો ધર્મ તો માત્ર ટકા (પૈસો) છે. જ્યારે આર્ય સમાજ તરફથી ધનની સહાયતા મળતી હતી ત્યારે હાલમાં કહેવાતા સનાતનધર્મનું ખંડન કરતા તેમજ યજ્ઞાદિમાં પશુ હિંસાનો નિષેધ સીદ્ધ કરતા. જ્યારે શેઠ માધવપ્રસાદ તરફથી કંઈ લાભની આશા થઈ ત્યારે બનાવટી પશુવધ કર્યો. હવે જ્યારે સ્વામી માધવતીર્થ તરફથી સ્વાર્થ સીદ્ધ થતો દેખાયો, ત્યારે તે-ઓશ્રીના ચેલા થઇ તેમનાં ગીત ગાવા લાગ્યા. તો આવા માણસોની વાર્તા સાંભળી ન્યાતમાં દ્વેષ ઘાલી નુકશાની વેઠવી તે ડાહ્યા માણસનું કામ નથી. માટે શાસ્ત્રાર્થ કરાવી સત્ય અસત્યનો નીર્ણય કર્યા સીવાય કંઈપણ એકતરફી માની અધર્મી થવું નહીં.

ઇત્યોમ્. શંકરાનંદ

થોડીવાર રહી મહારાજ શ્રીએ પાછો ઉથલો ખાઇ પં૦ ભીમ-શેનને ભાષણ આપવા ફરમાવ્યું. પંડિત ભીમશેનને એગણુ પૈસાની લાલચથી આટાના બનાવટી પશુનો યજ્ઞ કરવા સમ્મતિ આપવાથી આર્ય સમાજે કાઢી મુકયો હતો અને તે પછી અનેક કાલાવાલા અને ક્ષમા માગવા છતાં તેમને સમાજે સ્વિકારવા ના પાડી હતી. જે ઉપરથી સમાજની વિરૂદ્ધ થઇ જુના વિચારના ટોળામાં ભળી

જાઇને હવે સમાજીઓને ગાળ દેતા ફરેછે અને સમાજના જે સિદ્ધાંતોનું તેમણે જીવન પર્યંત—વૃદ્ધાવસ્થા પર્યંત મંડન કરેલું તેનુંજ હૃદય વિરૂદ્ધ ખંડન કરતા ફરેછે. તેમને સમાજીઓ વિરૂદ્ધ ભાષણ કરવા ઉભા કરવામાં આવ્યા તે નિયમ વિરૂદ્ધ હતું. છતાં સમાજીઓએ બોલવું દુરસ્ત ધાર્યું નહીં. આજના દીવસની સભામાં ૨૦૦૦) માણુસ ભેગું થયું હતું. જેમાના ૨૦૦) ભિક્ષુક બ્રાહ્મણો તથા બાકીના અનાવિલ બ્રાહ્મણો હતા અને તેમાં આસરે ૧૦૦) આર્ય સમાજીઓ હતા એમ કહેવામાં આવેછે કે જો સમાજીઓ મોટી સંખ્યામાં ના આવેતો સભામાં તેમને નાત બહાર મુકવાનો ઠરાવ પીક પછાડી પસાર કરી દેતે. અને સમાજીઓ ન આવી શકે તેને માટે શંકરાચાર્યે હેન્ડબીલમાં એવું જણાવ્યું હતું કે " તેઓએ રૂ. ૧૦૦૦૦) નો તૈયાર ચેક મુંબાઇ બેંક ઉપર લખવા (શાસ્ત્રાર્થની ખાતરી તરીકે) તેમજ પોતે જાહેર પાડેલા ( ભલતાજ ) ૮૨ પ્રશ્નોનો જવાબ પણ લાવવા નહીંતો તેમને દાખલ કરવામાં નહીં આવે! મહારાજ શ્રી તરફથી નોટીસમાં જણાવવામાં આવેલ જામીન ગૃહસ્થ વલભભાઈ દાજીભાઇને નિત્યાનંદજી સામે બોલાવી તેમને મુંબાઇ બેન્કનો ચેક બતાવવામાં આવ્યો અને તેમના તરફથી રૂ૦ ૧૦૦૦૦) રોકડા યાતો ચેક યા જામીન ખત પુછવામાં આવ્યું ત્યારે તેઓ બોલ્યા કે મારા ઘર ઉપર દશહજાર નળીયાં નથી તો હું જામીન કેવી રીતે થાઉં? ત્યાર બાદ ચેક સભામાં મોકલવામાં આવ્યો અને શંકરાચાર્યજી તરફથી માંગવામાં આવ્યો ત્યારે તેઓશ્રી બોલ્યા કે હમોએ ચેક માંગ્યો નથી. કોઈ પણ રીતે તેમની જાહેર સભામાં આપ ખુદી સમાજીઓ સામે ન ચાલે એમ માલુમ

પડવાથી તરત તે શરતો તેમને ખેંચી લેવી પડી અને સ્વામી શંકરાનંદજીના પ્રયત્નથી ગમે ત્યાં બેસવાની રજા આપવી પડી હતી સભા રાત્રે ૭ કલાકે બીજા દીવસ ઉપર બરખાસ્ત થઇ હતી.

## —:બીજા દીવસનો શાસ્ત્રાર્થ:—

બીજે દીવસે એટલે તા૦ ૧૭–૪–૧૯૦૬ને રોજ સભા પાછી મળી હતી. એ વખતે આસરે ૧૫૦૦) માણસ હતું. સરૂઆતમાં સમાજ તરફથી નિમાયલા પંચમાના મુખ્યના રા૦ મોતીલાલ દલાલે માંગણી કીધી કે જો આ શાસ્ત્રાર્થ શંકરાચાર્ય તરફનો હોયતો તેઓ શ્રીએ વિષય તથા નિયમપર સહી આપવી અગર તેમનો સીક્કો આપવો જેથી પાછળથી એમના શાસ્ત્રી હારી જાયતો શંકરાચાર્યે જો તે હારે તો પોતાની હાર થઇ એવું જે જાહેર રીતે કબુલ્યું છે તેમાંથી છટકાય નહીં. રા૦ સા૦ મણીલાલે તેમ કહેવાની અનાવસ્યકતા બતાવી હતી અને તે માટે પોતે જોખમદાર થવા સ્વિકાર્યું હતું. બાદ શાસ્ત્રાર્થના નિયમો બરાબર લખી તે ઉપર પંચની સહી લેવાનો ઠરાવ થયો પણ આગળ બેઠેલા બ્રાહ્મણોએ કોલાહલ કરી મુક્યો કે વખત નકામો જાયછે. માંહે કેટલાક બરાડા પાડવા લાગ્યા કે સમાજીઓ શાસ્ત્રાર્થથી છટકી જવા માગેછે. પ્રત્યુતર એવો આપવામાં આવ્યો કે આમ ખોટા આક્ષેપો કહીને તમોજ છટકી જવા માંગોછો. નિયમ ઉપર સહી થયા વિના કેવી રીતે શાસ્ત્રાર્થ થઇ શકે? જરા સબુર ખમવી જોઇએ. તે છતાં એક ક્ષણની પણ રાહ જોવા વિના પ્રતિપક્ષીની બડબડ ચાલુ રહી. અને નિ-

સમના પેનસીલથી લખેલા કાચા ખર્ડા ઉપરજ પંચના દરેક પક્ષના એક એક સભ્યે સહી કીધી અને બાદ કોલાહલથી એમને એમ રહી. સમાજના પંડિત બાળકૃષ્ણજીએ કહ્યું જે નિયમમાં જણાવવા પ્રમાણે લેખીત સંસ્કૃત શાસ્ત્રાર્થ થવો જોઇએ અને શાસ્ત્રાર્થ કરનાર દરેક જણે પોતાને હાથેજ લખવું અને તેનું હીન્દીમાં ભાષાંતર પણ લખવું. પછી તે બધું સભા સમક્ષ વાંચી બતાવવું જેથી પંડીતો ઉપરાંત સાધારણોને પણ રસ પડે.

છોટુ મહારાજ—મને બોલવાનોજ અભ્યાસ છે. મારા તરફથી કોઇ લખશે તેની અશુદ્ધિ માટે હું જોખમદાર છું.

પં૦ બાળકૃષ્ણ—તો તમારી અશુદ્ધિ ઉલટી સુધારી લે એવાને તમે તે લખવા રાખો ! માટે એવા પંડીત છો તો હાથેજ લખો. હું પણ હાથેજ લખીશ.

પરંતુ સનાતની પંડિતોને ડર હતો કે લખવાથી હાથ કપાઇ જશે અને બંધાઇશું તો પછી ફરી જવાશે નહી તેથી લેખીત કરવાની આયર્ક ભરેલી રીતે ના પાડી. કોઇપણ રીતે ન છટકે માટે અત્રે પંડીત બાળકૃષ્ણજીએ મૌખીક શાસ્ત્રાર્થની પણ હા પાડી. તેમણે એટલીજ માંગણી કરી કે હું સંસ્કૃતમાં મારા પુર્વ પક્ષનું મંડન કરીશ પણ તે બાદ સાધારણ લોકોના લાભાર્થ તેનું ભાષાંતર પણ સાર રૂપે બોલીશ. ( તે સામે પણ વાંધો ઉઠાવવામાં આવ્યો. )

એક સમાજી—હીન્દીમાં બોલે તો તમારી વિરૂદ્ધ જે બોલાય તે શ્રોતાઓને સમજ પડી જાય તેથી બીહોછો?

સનાતની—પાછળથી સામટું ભાષાંતર કરીશું.

આ૦ સ—પાછળથીતો ખધા ઉઠી ગયા હોય ત્યારે શું કામનું? તમારે ગમે તમારા સંસ્કૃતનું ના કરતા. હમારા પંડીત સંસ્કૃત ભાષામાં બોલી તેનું ભાષાંતર પણ કરે તેમાં તમારૂં શું જાયછે?

પં૦ બા—લેખીત હોયતો સંસ્કૃતની જરૂર પણ નહી તોતો મૌખીકમાં હીન્દીનુંજ કામછે, માત્ર પ્રમાણ સંસ્કૃતમાં આવશે.

બાદ પુષ્કળ રકજક કરતાં રા૦ સા૦ મણીલાલે સ્વિકાર્યું કે મૌખીક શાસ્ત્રાર્થ સંસ્કૃતમાં કરવો પણ તેનું ભાષાંતર થવા દેવું. જાણીતા કારણને લીધે આથી ભીક્ષુક લોક બહુ નારાજ થયા હતા. બાદ આસરે પાંચ વાગે શાસ્ત્રાર્થ શરૂ થયો હતો.

બીજા દીવસનો શાસ્ત્રાર્થ મૌખીક હોવાથી સંસ્કૃત ભાગનો પુર્ણ રીપોર્ટ નહી લેવાથી સંસ્કૃતની જાણવા જોગ ભૂલ વિગેરેનોજ રીપોર્ટ લીધોછે તે નિચે પ્રમાણે. ( શાસ્ત્રાર્થ સમસ્ત પછાડી આવશે.)

પં૦ બા—તેમના પ્રતિપક્ષી છોટુ મહારાજ તરફ જોઇને—

**શ્રૂયતાં મહારાજ**

છો૦ મ—**મહારાજા:**

પંડીત બા—વાહ, શું આપનું વ્યાકરણનું પંડિત્ય ? જબરી ભૂલ કહાડી !! પણ મહેરબાની કરીને આમ વચમાં નહી બોલો. પછીથી તમારો વારો આવે ત્યારે જોઇએ એટલી ભૂલ કહાડજો. આ ભૂલ જરૂર લખી લેવી કે જે પ્રગટ કરવાથી તમો અક્ષય કીર્તિને પ્રાપ્ત થશો.

પંડિત બાળકૃષ્ણજીએ પછી સંસ્કૃત ભાષામાં પુરાણની અસત્યતા વિષે જણાવ્યું. વચમાં છો૦ મહારાજ બોલી ઉઠયા કે તમારે અત્રે હેતુ સમજાવવાનો નથી.

પં૦ બા—કારણ! હાલ તમારાથી વચ્ચે બોલાય નહી.

રા. સા. મણીલાલ—તે બરાબર છે. તમારે વચગાં બોલવું નહી.

---

## —:પુરાણોની અસત્યતા:—

બાદ પંડિતજીએ સંસ્કૃતમાં બોલ્યા બાદ તેનો અનુવાદ કરતાં જણાવ્યું કે હમારે પ્રથમ એ સિદ્ધ કરવાનો વિષય છે કે પુરાણોમાં વેદ તથા સ્રષ્ટી ક્રમ વિરૂદ્ધ વાતો બહુ આવે છે ગાટે તે પુરાણો અમાન્ય છે. હવે તે ઉદાહરણથી સિધ્ધ કરીશ. સનાતન વેદીક ધર્મની વિરૂદ્ધજ વાતો પુરાણોગાં ભરેલી છે. વિષ્ણું પુરાણના ૩ જા ખંડમાં એક કથા આવે છે.

.. શંકરાચાર્યજી—અત્રે કાંઇ વ્યાખ્યાન નથી આપવાનું ?

રા. સા. ગણીલાલ—વચમાં નહીં બોલો મહારાજ—ગેં એમને રજા આપી છે.

આગળ ચાલતાં પંડિતજીએ જણાવ્યું કે તેગાં વ્યાસ ભગવાન જોડે સંવાદ છે. તે જણાવે છે કે કલીયુગમાં પુરાણ ઘડવાની એટલા માટે જરૂર છે કે તેગાં લોકો અજ્ઞાન છે ગાટે લોકોના ઉદ્ધાર માટે પુરાણ રચવાં જરૂર છે.

---

## —:શિવ પુરાણમાં શિવના મહાવ્યભિચારની કથા:—

હવે શિવ પુરાણમાં એવી કથા છે કે એક વખત મહાદેવજી દારૂ વનગાં ગયા હતા. તેમ કરવા જતાં પોતે તદન નગન થઇ

ગયા અને હાથમાં ઉપસ્થિત ઇંદ્રિયનું ગ્રહણ કીધું. સામે રૂષિ પત્નિઓ મળી, તેમના સ્વરૂપથી મોહીત થઇ શંકર ભગવાને તેમને આલિંગન કીધું અને તેમની સાથે રમણ કરવામાં પ્રવૃત્ત થયા. એટલામાં રૂષિઓ પાછા ફર્યા તેમણે આ મહાનિન્દનિય ક્રિયા જોઇ તેથી અત્યંત ક્રોધાવિષ્ટ થઇ મહાદેવને શાપ દીધો જેથી તેમની ઉપસ્થેન્દ્રિય કપાઇ ગઇ. હવે હું પુછું કે પુરાણોની આવી વાતો શુ કદાપી વિષ્ણુ પુરાણમાં પ્રતિજ્ઞા કીધેલા ઉદ્ધાર અર્થે હોઇ શકે ? આવી મહા અસ્લીલ વારતા કે જે કહેતાં મને લજ્જા આવે છે તે દાખલ કરવાથી લાભ શો ? શું પૌરાણીક મહાદેવ કહેતાં પરમાત્મા વેદમાં વર્ણવેલા ઇશ્વરનાં લક્ષણ વિરૂદ્ધ નથી ? આ વારતા ધર્મ વિરૂદ્ધ છે. તે બ્રમચર્ય પાળવાની તથા એક પતિગામી થવાની વેદની આજ્ઞા વિરૂદ્ધ તેમજ પરમાત્માને મનુષ્યરૂપ ગણનારી તેને કલંક લગાડનારી છે. આવી બીજી સેંકડો વાતો પુરાણમાં છે માંટે આ પુરાણો વેદની વિરૂદ્ધ હોઇ અમાન્યજ કરે છે.

છો. મહારાજ—આવી રીતે બોલવું એ પંડિતની ઇષ્ટ રીતિ નથી છતાં ફરજમાં નાંખવાથી બોલુછું. (એઓ પણ સંસ્કૃતમાંજ બોલ્યા હતા બાદ ભાષાંતર કર્યું હતું. જો કે ભાષાંતર કરતી વખતે નવીન નવીન બાબત બોલતા હતા એથી પંડિતજી બાળકૃષ્ણે ધ્યાન ખેંચવાથી રા. સા. મણીલાલ તેમજ શંકરાચાર્યજીએ તેમને વારંવાર તેમ ન કરવા ફરમાસ કરી હતી.) જો પુરાણ ખોટાં ઠરે તો હમે તે ફેંકી દેવા ને પેટી ખાલી કરવા તૈયાર છીએ. પણ પ્રથમ તો તમારાં પ્રમાણોથી સિદ્ધ કરવું જોઇએ. આપ કહો છો કે એ વાત વેદ વિરૂદ્ધ છે પરંતુ તમે વેદના મંત્ર તો તે માટે ટાંક્યા

નથી. વિરૂદ્ધ પ્રમાણુ ક્યાં બતાવ્યાં ? કથાનો પછી વિચાર. તે તો છેલ્લાં દાળભાત છે. પ્રથમ લાડવા ખાવા જોઇએ. (મહારાજને શાસ્ત્રાર્થમાં પણુ લાડવા ઘણા યાદ આવે છે ! ) વેદનુ પ્રમાણુ હોય તે શી રીતે જાણીએ ? શું તેને માથે શીંગડાં ઉગે છે ? મેં સાંભળ્યુ છે કે તમે નાસ્તીક નથી અને તમારા સ્વામી દયાનંદ પણુ નથી. માટે તમોને વેદ માન્ય હોવાજ જોઇએ એમ ધારૂ છું. તેથી તમોને ઉત્તરમાં ત્રણ પ્રશ્નો કરૂંછું. ૧. વેદનાં ક્યાં પ્રમાણુ છે અને ક્યાં છે તે બતાવો ? ૨. પ્રમાણુમાં વેદ આવે છે કે નહીં ? ૩. પ્રમાણનું સ્વરૂપ શું ? પ્રમાણનાં લક્ષણનું તમારે પ્રથમ નિર્વાચન કરવું કારણકે ન્યાયશાસ્ત્રમાં લખ્યું છે કે **लक्षण प्रमाणाभ्यां वस्तु सिद्धिः ।**

.. પં. બા.—(સંસ્કૃત બોલ્યા પછી ભાષાંતર કરતાં) છોટુ મહારાજને મેં ઉદાહરણાર્થે આપેલી પુરાણ કથા અવાચ્ય રીતે અશ્લિલ છે એમ એમને સ્વીકારવું પડયું છે કારણ તેનો જવાબ આપી શકયા નથી.

અહીં નારાયણ નામનો શંકરાચાર્યનો કારકુન વચમાં બોલવા લાગ્યો.

રા. સા. મણીલાલ—જો તમો આમ વચમાં બોલશો તો હું ચાલી જઇશ.

પં. બા.—છોટુ મહારાજ સ્વીકારે છે કે તેવી કથા પુરાણમાં છે ખરી અને તે વેદ વિરૂદ્ધ નથી એમ તેઓ સીદ્ધ કરી શકતા નથી. એઓ મને પુછે છે કે આ કથા વેદ વિરૂદ્ધ છે તે સિદ્ધ કરવા વેદમાંનું તે વિરૂદ્ધનું પ્રમાણુ આપો. પણુ આતે પ્રશ્ન છે ! શું વેદ-

માં પરદારા ગમન છે એમ માનો છો ? જેથી આવો પ્રશ્ન કરો છો ? વેદમાં અનેક મંત્ર આવે છે (જે પંડિતે અત્રે કહ્યા હતા.) જેનો અર્થ એ છે કે "પતિ કદાપી પત્નિ સીવાય બીજી સ્ત્રી જોડે રમણ કરશે નહી." અને આ મંત્રો વિવાહનાં ક્રિયામાં સપ્ત પદી વખતે હમેશાં પતિ પ્રતિજ્ઞા તરીકે બોલે છે. પુરાણના કલ્પીત મહાદેવનું પ્રાક્રમ શું વેદના તે મંત્રો સાથે બંધ બેસતુ થાય છે ? ઉક્ત કથા વેદથી અવિરૂદ્ધ છે એમ સીદ્ધ કરી શકાતુ નથી ત્યારે પ્રમાણનાં લક્ષણ માંગીને ન્યાય શાસ્ત્રનો તદનજ જુદો વિષય કાઢી વિષ્યાંતરમાં વિતંડાવાદથી પલાયન કરી જવા માગે છે. પણ હું તમને છટકી જવા દેવાનો નથી.

રા. સા. મણીલાલ—હવે સંસ્કૃત છોડી દો ભાષામાં ચાલે છે ત્યારે તેની શીજરૂર ?

છો. મ.—હું કાંઈ સંસ્કૃત બોલવાથી ડરતો નથી.

પં. બા.—(હશીને) પણ હું ડરૂ છું તો ! મારા મોટા ભાઇ છોટુભાઇની હીંમતથીજ નિભાવ કરી રહ્યો છું.

છો. મ. પ્રમાણ નામ માત્ર દેવાથી થતું નથી, મિતાક્ષરમાં પ્રત્યક્ષાદી પ્રમાણનાં લક્ષણ બતાવવાં જોઇએ. **प्रमाण किं लक्षणं** એજ પ્રશ્નનો હું જવાબ માગુ છું. બીજુ બધું પછી.

પ. બા.—તમે પહેલાં ઊકત કથા વેદથી અવિરૂદ્ધ છે તે સિદ્ધ કરો, સમાજનો પક્ષ એ છે કે તે વાર્તાથી વેદની દ્રષ્ટિએ પુરાણ ખોટાં પડે છે. તે પક્ષ અસિદ્ધ કરો. બાદ પ્રમાણનાં લક્ષણ. શું એ તદન જુદા વિષય ઉપર પણ તમારી ઉત્કંઠા હશે તો શાસ્ત્રાર્થ કરીશું. શાસ્ત્રીજી જાણે છે કે હું સમજતો નહીં હોઉં તેમજ કટાક્ષ

કરે છે કે શાસ્ત્રનો વિષય ગહન છે. હવે તેમની ભાષા પણ ગહન છે જેવી કે **चरम खादति, कोर्टे चलंति वकिलानंच बारिष्टरान् फायदा भवति,** ઇત્યાદી. (આમજ છેવું મહારાજ સંસ્કૃત બોલ્યા હતા.) વધુ ભુલો પાછલા ભાગમાં આપવામાં આવી છે) આ ભાષા ખરેજ ગહન છે. કદાચ સંસ્કૃતમાં મારૂ જ્ઞાન ટોંચતુ હશે તેથી ફાયદા વિગેરે તેગણે વાપરેલા શબ્દોના અર્થ હું સંસ્કૃતમાં જાણી શકયો નહી હોઉં. જો શાસ્ત્રીને પ્રમાણ પ્રમાણનો ન્યાયશાસ્ત્રનો વિષય લેવો હતો તો પ્રથમ હમે આ વિષય લીધો ત્યારે તે સામે વાંધો કેમ ન લીધો અને પ્રમાણનાં લક્ષણ નિરૂપણનો વિષય લેવો એમ આગ્રહ કેમ ન લીધો ? જો દાર્શનીક—શાસ્ત્રીય વિષય લેવો હતો તો વિષય ક્રમ ઉપર સહી શા માટે કીધી ?

છો ગ—પં. બાળકૃષ્ણે તો માત્ર હરદાશની કથા કહીછે પણ હું કાંઇ પુરાણ નહીં પણ ન્યાય અને વેદાન્ત ભણ્યો છું. તેમના પ્રમાણ ક્યાંછે તે હું કેમ જાણું? હું કાંઇ પિશાચ વૈતાલ નથી કે બીજાના પેટની વાત જાણી શકું. પુરાણની વાત વેદ વિરૂદ્ધ સિદ્ધ કરવી છે પણ એતો નક્કી કરો કે વેદ કયા? પહેલાં વેદનું પ્રમાણ સમજવું અને પછી વિરોદ્ધ સમજવો. તમો માત્ર ખાલી ઘોડા પર બેસી આવ્યા છો. મારો પ્રશ્ન એ છે કે વેદ પ્રમાણ ખરો કે નહીં.? પણ તેતો બોલતા નથી ત્યાં સુધી વિરોદ્ધ કેમ સિદ્ધ થાય? પંડિતજીનો પોઇન્ટ કાંઇ તદન વેગળો નથી પણ જમણાને બદલે ડાબો પગ પ્રથમ મુકેછે. પહેલાં શાસ્ત્રની વાત અને પછી પુરાણ કથાની વાત જોઇએ. તો અત્રથી આપુંછું. કાલે પ્રમાણનાં લક્ષણો

લખી લાવવાં અને બાદ તેનું હું ખંડન કરીશ.

શાસ્ત્રી રણછોડજી ઓધવજી ( મુંબાઇના )—એક બે પંડીતો બોલી શકે નહીં. બધા પંડીતોને બોલવા દેવા જોઇએ. મારે પણ બોલવું છે.

શંકરાચાર્યજી—નહીં બોલો. મેં ફેંસલો આપું છું. શાસ્ત્રીય નિયમ એ હે કે પ્રથમ શાસ્ત્રીય વિષય સિદ્ધ કરવો ઓર તમારા લાવેલા આક્ષેપોના પણ પરિહાર કરવો જોઇએ. તમો પ્રથમ હાથ ઉઠાવો કે પ્રમાણ—પ્રમેય વિષે શાસ્ત્રાર્થ કરવો નથી. તે માટે લેકચર કરવા બીજો પંડીત આપીશું.

પં૦ બાળકૃષ્ણને અત્રે બોલવાની રજા મહા મુસ્કેલીએ બીક્ષા માંગવાથીજ મલી હતી. તેમણે જણાવ્યું કે છોટુ મહારાજતો જણાવેછે કે તેઓતો પુરાણ જાણતા નથી. તો પુરાણને લગતા વિષય ઉપર શાસ્ત્રાર્થ કરવાનું બીડું શા માટે ઝડપ્યું? જ્યારે આગજ પુરાણ જાણતા નથી તો અસમર્થ હોવાથી ભલે બીજો વધારે અભિજ્ઞ અને વધારે સમર્થ પંડિત મારી સામે આવે. એમનામાં એક યુક્તિ છે તે એક ખુબ મોટેથી બોલવું એને બીજાને ન સાંભળવું.

છો મ—મારા કહેવાનો ગુઢ અભિપ્રાય એ હતો કે હું પૌરાણીક નહી પણ શાસ્ત્રી છું. પુરાણ શાસ્ત્રનાં બચ્ચાં છે. હું વેદવક્તા છું તેથીજ વેદ ઉપર તમો આવો. **अप्रात्त व्याकरणैः न शास्त्रार्थो कुर्यात्** અર્થાત જેને વ્યાકરણની ગંધ નથી તેણે શાસ્ત્રાર્થ ન કરવો જોઇએ.

સ્વા૦ શંકરાનંદજી—આ સામે હું સખત વાંધો લઉંછું. સં-

સ્કૂતમાં પં૦ બાળકૃષ્ણજી આટલું બધું બોલ્યા તેમાં એક પણ વ્યાકરણની ભૂલ દેખાઇ નહીં અને છોટુ મહારાજે અનેક ભૂલો કીધી છે ( એક વખતેતો વચમાં અણુખી બોલાઇ ગયું ) તેમના કરતાં તો પં૦ બા૦ અવસ્ય મોટા પંડિત છે. જ્યારે એમના જવાબનો સિધો જવાબ નથી અપાતો ત્યારે આવી રીતે અંગત હુમલા કરવા એ ઉચીત નથી.

છો૦ મ—જ્યાં સુધી વધારે સારો પંડીત બીજા પક્ષ તરફથી ન આવે ત્યાં સુધી હું નહીં કરૂં. આતો ફજેતાનો શાસ્ત્રાર્થ થયો. બસ પ્રથમ પ્રમાણના લક્ષણુ ઉપર શાસ્ત્રાર્થ કરી લો. પછી બીજી વાત. ભલે નિત્યાનંદજી આવે.

પં૦ બા હવે નિર્ણય થયો. શાસ્ત્રાર્થ થશે નહીં. છો૦ ગ૦ ન્યાંયશાસ્ત્રમાં મારી જાણે પરીક્ષા લેવા બેઠાછે. તેને પ્રસ્તુત વિષય સાથે શું સબંધ છે? તે દર્શન ગને સ્વિકાર છે અને જો તેથી વિરૂદ્ધ બોલું તોજ મારી પાસે ખુલાસો માંગવાનો અધિકાર છે. પણ આતો વિતંડાવાદ કરીને શાસ્ત્રાર્થથી છટકી જવા માંગેછે. અત્રે પં૦ ભીમશેન બોલવા ઉઠયા.

શંકરાચાર્યજી—તમે નહીં બોલો. ( બેસી ગયા ) પં૦ બાળકૃષ્ણજી તેનો પણ ઉત્તર આપવાની ફરજ છે પણ પહેલાં પ્રમાણ પ્રથમ નકી થવું જોઇએ. તમેતો માત્ર નિંદા કરી.

પ૦ બા—ત્યારે તમો તેની વેદથી સ્તુતિ સિદ્ધ કરી આપો. પંડિત ભીમશેન ફરીથી બોલવા ઉભા થયા તે જોઇ બાળકૃષ્ણજી બોલ્યા—બીજાને બોલવાનો હક નથી.

શંકરાચાર્યજી—ત્યારે કાલ ઉપર રાખો.

છો૦ મ—પં બાળકૃષ્ણને તો ફક્ત સંસ્કૃત અને ઇતીહાસજ આવડેછે. બીજો કોઇ પંડીત લાવો.

પં૦ બા—તમો ન્યાયશાસ્ત્રનો વિષય રાખશો તોતો તે ઉપર પણ હુંજ શાસ્ત્રાર્થ કરીશ. પણ પહેલાં જે લીધું છે તેમાંથી બાનું કાઢીને અને સામાને ચીઢવાઇને અપંડીતાદી ગાળ દઇને ભાગોમાં. પ્રથમ તો કહ્યું હતું કે મને સંસ્કૃત પણ નથી આવડતું, પણ તે આવડેછે એટલી પણ સરટીફીકેટ આપી માટે ઉપકાર થયો.

શંકરાચાર્ય—વેદથી શું વિરોદ્ધ થયો તે સિદ્ધ કરો.

પં૦ બા—તે વેદ મંત્રતો મેં કહ્યા. તે સત્પ પદીમાં બોલાયજછે. તે પ્રસ્તુત વિષય ઉપર શાસ્ત્રાર્થ કરવા અસમર્થ છો એમ સ્વિકારો તો પછી ચાલો પ્રમાણનાં લક્ષણના વિષય એ ઉપર પણ શાસ્ત્રાર્થ કરવા તૈયાર છું.

બાદ પં૦ ભીમશેન બોલ્યા હતા કે સમાજીઓનું વર્તન વેદથી રૂપીએ ૧પાાથી પણ વધારે વિરૂદ્ધ છે માટે તેમને વેદ વિરૂદ્ધ શું છે તે કહેવાનો હક નથી. લેખી શાસ્ત્રાર્થ નકામો છે કારણ કે હું મારૂં "બ્રાહ્મણ સર્વસ્વ" નામનું છાપું કાઢું છું તેમાં આર્યસમાજ સાથે શાસ્ત્રાર્થ લેખી ચલાવુજ છું માટે જેમની ઇચ્છા હોય એમણે મંગાવવું.

પં૦ બા—આપ લેખી કરવાની ના કહોછો એતો ઠીક છો પણ આર્યસમાજ તરફથી કયું છાપું નીકળે છે જેની સાથે તમો શાસ્ત્રાર્થ કરો છો ?

બીમારોને પં૦ બા—ઉપર ધ્યાન નહીં આપતાં મહારાજ શ્રીને તેમજ અન્યને ગ્રાહક થવા સુચવ્યું એ પણ પંડિતની કેવી ખુબી! સાથે પંડિતજી પાંચ પચાસનાં ચોપડાં પણ વેચી ગયા. એ પણ ઠીક લાભ! આર્યસમાજ તરફના છાપાનું નામ લીધુંજ નહીં કારણ નહીંતો વળી તેનાં પણ કોઇ ગ્રાહક થઇ પડે. પગારતો હતોજ અને વળી ગ્રાહક પણ કીધા હશે? આ વખતે એટલું કહ્યા વગર નથી ચાલતું કે મહારાજ શ્રી પોતાના શિષ્યો સાથે સાસ્રાર્થ કરો એમ કહેછે પણ તેમને ખબર ક્યાં છે કે શિષ્યો એવા નહીં હોય કે ગુરૂનાં ગજવાં ખાલી કરવાં તો શું પણ લુગડાંએ ઉતારવાને તૈયાર થાય નહીં. બાદ કેટલુંક વિવેચન થયા પછી સભા તા. ૧૮ મી ઉપર મુલતવી રહી હતી.

•• રા. સા. મણીલાલ ત્યાર બાદ સ્વામી નિત્યાનંદજી પાસે આવ્યા હતા અને જણાવ્યું હતું કે વહેવારૂ રીતે અને ઇંગ્રેજી રીતે જોતાં તો સનાતનીઓએ પ્રમાણનાં લક્ષણ લક્ષણ ઉપર ઉતરી પડવાની હઠ ખોટી છે. પણ જુની પદ્ધતીતે હશે! હું સંસ્કૃત જાણવાનો દાવો કરતો નથી. હું તે પક્ષમાં છું એટલે મારી લાગણી તે તરફ સ્વભાવીકજ હોય છે.

સ્વામી નિત્યાનંદજીએ જવાબમાં જણાવ્યું કે શાસ્રાર્થ કરવાની સનાતનીઓની પદ્ધતિ નથી જુની કે નથી નવી કે નથી સંસ્કૃત કે નથી પ્રાકૃત. એમની શાસ્રાર્થ કરવાની પદ્ધતિ હોત તો કોઇપણ વિષયનો બધાં દર્શન વિગરે શાસ્રોના સુત્રો ઉપર વિવાદ થઇ રહ્યા વિના નિર્ણયજ ન થઇ શકે! જ્યાં સુધી શાસ્ર સ્વિકારે-

ણાં પ્રમાણુનો શાસ્ત્રાર્થી અસ્વિકાર ન કરે ત્યાં સુધી પ્રસ્તુત વિષય ઉપરથી તે શાસ્ત્ર ખુદ ઉપર ઉતરવું એ ખુલ્લુ વિષયાંતરને વિતંડાવાદછે. પુરાણુનો વેદ વચ્ચેનો વિરોદ્ધ કરવા માટે પ્રમાણુના લક્ષણુ માગવા એ બેવકુફી ભરેલું છે.

અત્રે જણાવવું જોઇએ કે આર્ય સમાજ તરફથી સ્વામીશ્રી નિત્યાનંદજી, તેમના મિત્ર સ્વામીશ્રી વિશ્વેશ્વરાનંદજી, સ્વામીશ્રી શંકરાનંદજી, મુંબાઇના પંડિત શ્રી બાળકૃષ્ણ, ગણુદેવીના પંડિત શ્રી મણીશંકર ખરશાડના પંડિત શ્રી કૃષ્ણુરામ (મુ. પ્ર. આર્ય. પ્ર. સભાના ત્રણે ઉપદેશકો) તથા નવસારીના પંડિત જયકૃષ્ણુ એટલા હતા. સામી પક્ષ તરફથી ઇટાવાના પં. ભીમસેન વડોદરાના પં. છોટુ મહારાજ, મુંબાઇના પં. રણુછોડજી તથા વલસાડના એકાદ બે પંડિતો હતા.

## શંકરાચાર્યના પંડિતે પ્રચલિત લિંગપુજાનું કીધેલુ ખંડન

## અને

## પુરાણો સૃષ્ટિક્રમ તથા નીતિ વિરૂદ્ધ હોતા વિષે શાસ્ત્રાર્થનું સત્તાવાર વૃતાંત.

## શંકરના કહેવાતા વ્યભિચારનો ચમત્કારિક અધ્યાત્મિક અર્થ.

## શંકરાચાર્યનું હોહા કરી શાસ્ત્રાર્થમાંથી નાસી જવું.

તા. ૧૮-૪-૦૬ બુધવારને રોજનો શાસ્ત્રાર્થ ત્રીજા દીવસનો અને છેલ્લા દીવસનો હતો કારણુ તે દીવસથી શંકરાચાર્યે વાળો

તરફથી બંધ કરવામાં આવ્યો હતો. હમોને ઉડતી ખબર મળી હતી કે શાસ્ત્રાર્થ આજનોજ દીવસ ચાલવાનો છે. અને આજરોજ છટકવાને ફાંફાં મારસે પણ કશુ બ્હાનુ આપવું નહીં. તેગજ તેમને છટકવા દેવું નહી, જે અનુસાર સમાજીઓ હમેશ કરતાં આજ એક કલાક વહેલા ગયા હતા. દરરોજ શંકરાચાર્યજી પોણા ચાર વાગે આવતા હતા ત્યારે આજરોજ પોણા પાંચ વાગે આવ્યા હતા. જેમ જેમ વખત જતો ગયો તેમ તેમ હમોને ખાત્રી થતી ગઇ. પ્રવેશ કરતાંજ મહારાજે શાસ્ત્રાર્થ શરૂ કરવાને હુકમ કર્યો. તુર્ત શાંતતા છવાઈ અને છાટુ મહારાજ આખીરાત લખી લખીને દસ બાર પાનાં ભરેલુ લખાણુ વાંચવા ઉભા થયા.

પં. બા. પ્રથમ બોલવાનો મ્હારો વારો છે તેગજ ગઇ સાંજ મારા મીત્રને જવાબ આપવાનો રહયો છે. એ સાંભળી અધ્યક્ષ માની શંકરાચાર્યે વાંચવા હુકમ કર્યો.

## પંડિત બાળકૃષ્ણે વેદ પ્રમાણુ વિષે આપેલો ઉતર.

श्रियुत छाटुमहाराज शर्मभ्यो नमः। ह्यो 'वेदः कः कानि च शास्त्राणि, प्रमाणानि कानि कानिच तेषां लक्षणानी, त्यहं भवद्भिः पृष्टः। तत्र वयं ब्रुमः। वेदःकः कानि च शास्त्राणीत्यादिकं पूर्वमेव शास्त्रार्थनियमनिर्णयावसरे निरणायि। ऋग्वेदादि भाष्यभूमिकां दृष्ट्वा तत्र ये चास्माकं प्रमाणीभूतग्रन्थास्ताञ्ज्ञात्वा शास्त्रार्थ नियमानामधस्तात्स्वहस्ताक्षराणि कृतानि भवद्भिरतो ऽत्राप्रासङ्गिक एवायं

प्रश्नः। एतद्विषयान्तरं विहाय प्रकृतमनुस्त्रियतां भवाद्भिः। प्रकृतवि-षयाद्विषयान्तरगमनं निग्रहस्थानं, निग्रहस्थानं खलु पराजयप्राप्तिः।

ऊः शिवकथाया वेद विरुद्धत्वे किं प्रमाणमित्यु तम। तत्र श्रूयतां प्रमाणम्।

" सप्त मर्यादाः कवयस्ततक्षुस्तासामेकामिदभ्यंहु रोगात।
ऋग्वेदे अ. ७ अ. पृव. ३३ म. ६.

अर्थः —कवयो मेधाविनं ऋषयः सप्त मर्यादाः कामजेभ्यः क्रोध जेभ्यश्चह्रिताः पानमक्षाः स्त्रियो मृगय दण्डः पारुष्यमन्यदुषणामिति सप्त मर्यादास्ततक्षुः सुष्ठु लङ्घनीयाश्चक्रुः। त्यक्तवन्त इत्यर्थः। तासां मर्यादानामेका मिदेकामेवाहुरः पापवान्पुरुषो ऽभ्यगात् अभिगच्छति। यस्त्वेवं करोति स पापवान्भवतीत्यर्थः। सायणभाष्यम्।

पुराणानां वेदविरुद्धत्वे श्रुयतां द्वितीयं प्रकरणम्।
कदाचित्सुरतस्यान्ते दष्ट्वा विष्णुं तमेव हि ॥ २९

**वृन्दोवाच.**

धिक्त्वदीयं हरे शीलं परदाराभिगामिनः।
ज्ञातोऽसि त्वं मया सम्यग्मायी प्रत्यक्षतापसः

॥ पद्मपुराणे ॥

इत्याद्यनेका लोकोत्पथप्रवर्तिन्यः कथाः सन्ति पुराणेष्वत एवादौ पुराणानां त्याज्यत्वे प्रतिज्ञातमस्माभिः

**ह. बालकृष्णशर्मणः।**

# ઉપલાનું ભાષાંતર

શ્રીયુત છોટુ મહારાજ શર્મન્ નમસ્તે–વેદ શું, શાસ્ત્ર શું, પ્રમાણ ક્યાં અને એનાં લક્ષણ શું એવું આપે કાલે પૂછ્યું હતું. એમાં હમારૂં કહેવું એ છે કે, એ વાતોનો તો શાસ્ત્રાર્થના નિયમ નિશ્ચિત કરતી વખતેજ નિર્ણય થઇ ગયો છે. એ સમયે ઋગ્વેદાદિ ભાષ્ય ભૂમિકાને દેખીને એમાં લખેલા હમારાં પ્રમાણીભૂત ગ્રંથોને જાણીને આપે શાસ્ત્રાર્થના નિયમોની નિચે પોતાના હસ્તાક્ષર કર્યાછે. પ્રમાણ કેટલાં છે? એ પ્રશ્ન નિયમ કરતી વખતે કહેવો જોઇતો હતો. નિયમના સમય આપે, હમોએ બતાવેલા બધા પ્રમાણાદિ સ્વિકાર કરી લીધેલા છે. તેથી એ પ્રશ્ન આપનો પ્રસંગાનુકૂલ છે નહીં. આ વિષયાન્તર આપ કરોછો એને છોડી દો. પ્રકૃત વિષયને છોડીને વિષયાન્તર કરવો એ નિગ્રહસ્થાન છે. નિગ્રહસ્થાનમાં આવવાથી પરાજય થાયછે.

કાલે જે હમે શિવની બીભીત્સ કથા પુરાણોના અનુસાર કહી એ વેદવિરૂદ્ધ કેવી રીતે છે, એવું આપે પુછ્યું હતુ એના ઉત્તરમાં હવે વેદ પ્રમાણ આપીએ છીએ તે સાંભળો. ઋગ્વેદના સાતમા અષ્ટકમાં સપ્તમર્યાદા એવો મંત્ર છે. એનો સાયણ ભાષ્યના અનુસાર અર્થ એ છે કે, કામ અને ક્રોધથી ઉત્પન્ન થવાવાળા મદ્યપાન, દ્યૂત, પરસ્ત્રીગમન, મૃગયા, દંડ, કઠોર ભાષણ અને નિષ્કારણ કોઇને દોષ લગાડવો એ સાત દુર્ગુણોને વિદ્વાન લોક ત્યાગી દેછે. એમાંથી પણ એકજ કર્મ કોઇ કરે તો એ પાપી સમજવામાં આવેછે. એ પ્રકારે શિવ પણ ઋષિપત્નીઓની સાથે ગમન કરવાથી પાપી થઇ ગયા. શિવને ઇશ્વર કહીને આ પ્રકારે પરસ્ત્રીગમનનું એને કલંક લગાડવું એ કેટલું પુરાણોનું વેદવિરૂદ્ધપણું છે, કેમકે ઈશ્વર તો નિષ્પાપ છે.

પુરાણોની બીજી વેદવિરૂદ્ધપણાંની કથા સાંભળો–કપટવેશ ધારણ કરીને વિષ્ણુ વૃન્દાની સાથે વ્યભિચાર કર્યા કરતા હતા. એક દિન મૈથુન પછી વિષ્ણુને ઓળખીને વૃન્દા બોલી કે હે વિષ્ણુ આ તમારા સ્વભાવને ધિક્કાર છે. તમે ખુબ કપટી છો. એવું મેં આજે જાણી લીધું. એવી અનેક લોકોને અ-

ન્યાયમાં પ્રવૃત્ત કરાવે એવી કથાઓ પુરાણોમાં છે, તેથી હમે પુરાણ ત્યાજ્ય છે એવી પ્રતિજ્ઞા કરી હતી.

પં૦ બા—એ જવાબનું બાધાનુ વાદ કરી રહ્યા પછી તેના ઉપર સહી કરી છો૦ મ૦ ને આપ્યો. આગલે દીવસે લેખી જવાબ લાવવાનું સુચવવામાં આવ્યું હતું. જવાબ આપવાને છો૦ મ૦ ઉભા થયા. છો૦ મ૦ના લેખમાં જ્યાં વ્યાકરણનો દોષછે ત્યાં આવું ＊તારાનું ચિન્હ કીધુંછે, તે પણ બધી નથી. પરસવર્ણાદીકોની ભૂલતો ઘણીજ છે તે જવા દીધીછે. ભૂલો એવી છે કે સંસ્કૃતનો એક સાધારણ વિદ્યાર્થી પણ ન કરે.

## " છોટુ મહારાજનો ઉતર. "

यैस्तुपरः पुराणानां वेदविरूद्धार्थत्वं प्रतिज्ञाय लोक वि-रूद्धार्थे * प्रतिपादनेन प्रत्यवस्थानं कृतं तत्र प्रतिज्ञा हानिरेकं निग्रस्थहानं, प्रतिज्ञान्तरमिति द्वितीयं, प्रसंगा संगतिरिति तृतीयं, असंबद्ध प्रलापश्चतुर्थम्। एकेनैव निग्रहस्थानेन * पराज्य इति शास्त्रमर्यादा। लोकेऽप्ययपत्यर्थेनोर्ध्यबहारे प्रतिज्ञा भंग एव पराजयहेतुरिति सर्वलोक विख्यातमितिनास्माभि-रुत्तारितम प्रस्तुत प्रसं * गस्या प्रति विधानत्वान्नि ग्रहस्था-नमजानद्भिरपि पूर्वपक्षिभिः पुराणानां लोकविरुद्धार्थत्वमा-पादितं तथापि लोकोपकारार्थं प्रतिविधातव्यमित्याल्चार्य चरणे राज्ञमावयमस्तुं तमपि प्रतिविधास्यामः। तत्रोपोद्घात संगत्या वाक्यार्थ ज्ञान प्रकारं संप्रदर्श्य पूव पक्षिभिरापादितं दोषं खं*डयिष्यामः। तत्र, सप्रसंग उपोद्घातो हेतुतावस-रस्तथा ॥

षोढा सं*गतिरिष्यते ॥

संगतिश्चानन्त×र्यामिधान प्रयोजक जिज्ञासा जनक ज्ञान विषयत्वम्। एवंच संगति ज्ञानमपि वादिना मस्ति नवेति विवेचनीयं विद्वद्भिः। यथातथा वास्तु प्रकृतमनुसराम: ॥ वाक्यार्थ ज्ञाने आकांक्षा योग्यतासत्तयस्तात्पर्य ज्ञानं चेति-चत्वारि कारणानि। तत्र तात्पर्य ज्ञानस्यैव प्रकृतोपयोपयो-गित्वेन तदेवनिरूप्यते। तत्र तदितर प्रतीति धियानुचरित-त्वेसति तदर्थ प्रतीति जनन योग्यत्वं तात्पर्यम् तच्चवेदे मीमांसा परिशोधित न्यायादेवा वधार्यते। लोकेतु प्रकर-णादिना। तथा चेत्थमत्र प्रकरणम्। शिवार्चनं प्रस्तुत्य, ब्रह्मचारी गृहस्थश्च वानप्रस्थश्च सुव्रतः। एवं दिने दिने देवं पुजयेदम्बिकापतिम् ॥ सन्यासी देवं देवेशं प्रणवेनैव पूजयेत्। नमोन्तेन शिवेनैवस्त्रीणां पूजा प्रकीर्तिता ॥ विरक्ता-नांच शूद्राणां मेवं पूजा प्रकीर्तिता ॥ इत्यादिकमुक्तम्। त-त्रोपास्य स्वरूपं* ज्ञान मंतरोपासनां कर्तुम शक्यत्वा दुपा-सस्य शिवस्य किंस्वरूपमिति पृष्टः सूत। सच्चिदानंदरू-पोऽसौ सर्वात्मा सर्वभावनः। इत्यादिना शिवस्वरूपमुक्तम्। सर्वात्मनः शिवस्य कुत्र पूजा कर्तव्येतिष्टः। सर्वत्र संस्थितः पूज्यः सर्वाधारेषु सर्वदा तथापि लिंगे भगवान्पूजां गृह्-णाति धूर्जटिः ॥

सर्वाधारा वस्थित शिवस्य कथं तत्वं जानीयादिति पृष्टे वेद प्रमाणेनेति प्रतिविधाय नमो वृक्षेभ्यो हरिकेशेभ्यः।

नमः शक्तिपञ्जराय । नमः सिकताभ्यः ।
नवत्यायच । कुल्यायच । इत्यादि रूद्राध्याय प्रक्रियया शिवस्य सर्वत्रावस्थानं प्रतिपादितं सर्वत्रावस्थितस्य शिवस्य पूजा करणम शक्यमा शक्य । सर्वोपकार करणं सर्वानुग्रहणं तथा । सर्वाभयप्रदानंच शंभोराराधनं विदुरित्यादिना, सर्वत्रावस्थितः पूज्यः सर्वाधारेषु सर्वदेति श्लोकार्धोक्त सर्व व्यापकस्य शिवस्य सामान्योपासनां विधाय । तथापि लोके भगवान् पूजां गृह्णाति धूर्जटिरिति श्लोकार्धोक्त विशेषोपासनां विधातु किंलिंग मित्युपास्य ।लिंगस्वरूप विषये प्रश्नः॥ लीयन्ते यत्रभूतानि, निर्गच्छन्ति यतः पुनः । तेन लिंगपरं व्योमनिष्कलः परमः शिवः ॥ लिंग्यते चिंत्यते येन भावेन भगवान् शिवः योगिभिस्त त्रिधा।लिंगं व्यक्ता व्यक्तो भयात्मकम् । व्यक्तं तत्सकलं ज्ञेयं अव्यक्तं निष्कलंमतम् ॥ ज्ञानज्योतिर्भयं लिंगव्यक्ता व्यक्तमिति स्मृतम् । इत्यादिना लिंगद्वैविध्यं प्रतिपाद्य पुनरपि दिव्य मार्ष स्वयंभु मनुषंचेति लिंगस्य चातुर्विध्यं प्रतिपाद्य तेषामुत्पत्ति मुपासना प्रकारंच प्रदस्य वरं प्राणपरित्यागः शिरसो वापिकर्तनं * नचैवापूज्य भुञ्जीत शिवलिंगे महेश्वरमित्यादिना शिवं पूजा नित्यत्व मुक्त्वा तद्करणे प्रत्यवायित्वमुक्तम् । तत्रदारूवनस्था ऋषयः केवलं विष्णुभक्ताः कार्यरुद्रेण शिक्षिताः शिवभक्ताः सजाता इत्येतम * र्थस्य प्रतिपादनार्थमियमाख्यायिका प्रवृत्ता तत्र तस्या * ख्यायिकायाः कार्यरुद्र चरित प्रतिपादनाय प्रवृत्त

तया स्वार्थे तात्पर्या योगेनातत्परत्वात् । तात्पर्य विषयतया व्याख्येयम् । यत्परः शब्दः शब्दार्थइति न्यायात् । तथा दारुवने कार्ये रुद्र उन्मत्तमानुषवेशं धृत्वा प्रविश्य ऋष्याश्रमे भिक्षाचर्यमाचरन् तमुन्मत्तं दृष्ट्वा देवोयमित्यजानंत्य ऋषिपत्न्योऽस्य पुरुषं जहसुः तथाच पुरुषं हसन्तीनां तासां पातिव्रत्यपरीक्षार्थे देवस्त्रैलोक्य सुंदररूपमास्थितः । तद्दृष्ट्वा ऋषिपत्न्यस्तमालिंगितवत्यः । ऋषयोऽपिदेवो यमित्यज्ञात्वा दुर्वृत्तस्य लिंगंपतत्विातिशेपुः । देवो(* ऽपि स्वमाहात्म्य प्रकटनार्थमृषिशापं निमित्त(*) कृत्यलिंगं पृथिव्यां पातितं । पतितेन लिंगेन ब्रह्मांडे दह्यमाने देवाः किमितिविचिन्त्य तत्त्वज्ञाता ब्रह्माणं शरणंययुः । ब्रह्माच स्तुत्या रुद्रंप्रसाद्य ब्रह्माण्डरक्षणमभ्य र्थयत् । देवोऽपि शिवाच न विमुखानृषीन् प्रशास्ति तुं मयेदमाचरितम् । भवद्भिश्चाम्बिकां प्रसाद्य लिंगपूजा प्रवर्तयितव्या तेनशान्तिर्भविष्यति तीयुक्त्वा अंतर्दधे तत्र महादेवोयम ॥

तत्र महादेवो यमितिज्ञात्वा त्वयावेद विरुद्धाचारण कृतामित्युत्वा शशापे वादिनां त्युक्ति महती प्रतारणा देवो यमित्यज्ञात्वा ऋषयः शेपुरिति प्रत्यक्षो ललेख दर्शनात ॥ इवेन कथनश्लीला चारणं कृतीमतिदेवैः पृष्टो ब्रह्मा नायमश्लीला चार इति प्रति पादितं तदित्थं ॥ अन्तरिच्छन्ति तंजने रुद्रं वशो मनीषया रुद्रस्तु गृह्णति जिह्वयासस्नं ॥ अयमर्थः जनेषु जनष्यन्तर्यामि रूपेण। वास्थे त रुद्रं येमनीषया इच्छन्ति ध्यायन्ति तसस्वविकार मूतमन्नं जिह्वया गृहणन्ती

तिमत्र वाक्यार्थः । तथाच सर्वान्तर्यामा कारण रुद्रः त- स्यकार्य महंकारः कार्यरुद्र ऋषिपत्नी शब्देनेन्द्रियाणां वृत्तयो गृह्यन्ते ऋषि शब्दस्य गत्यर्थत्वात् गत्यर्थानां ज्ञाना- र्थत्वात् ज्ञान साधनभूता अन्तः करणवृत्तयोऽत्र ऋषिपत्न्यः।* नाम्नाहंकारात्मकस्य * रुद्रस्य त्रैलोक्यं सुंदर रूपं शब्द स्पर्श रूपरसगंधादिना मभिमानरूपं स्वरूपं वीक्ष्य पातिव्र- त्यंजहुः। पातिव्रत्य नाम अंतर्यामि कारण रुद्र ध्यानरूपम। तद्विहायाहंकारं विषय भोगार्थमालिंगितवत्यः। तदृष्ट्वा शमदमादिरूपा ऋषयस्त महंकाररूप रुद्रंशेपुः। तल्लिंगं शब्दस्पर्शादि विषयाभिध्यानरूपं पतत्विति। अहंकारे विली- यमाने योगाग्नौच विवर्धमाने पृथ्वीरूपं देहं दह्यमानं दृष्ट्वा इंद्रियाधिष्ठातारो देवा ब्राह्मणं चित्ताधिष्ठातारं शरणंययुः सोऽपि स्वकारणमहंकाररूपं रुद्रं स्तुत्या आत्मानात्म विवेचन रूपेण वचनेन प्रसाद्य ब्रह्मांडरूपस्य देहस्य रक्षामभ्यर्थित- वान्। सोप्यहंकारो रुद्रोऽम्बिकां ब्रह्म विषयिणीं व्यवस्था- यात्मिकां बुद्धि यमनियमादिना साध्या तत्रास्मांल्लिंगं पूर्वोक्त संस्थाप्य पूजयन्तु तेन शान्तिर्भविष्यती त्युक्तवान्। अयंता- त्पर्यार्थः। उक्तानंगीकारे याथाश्रुतार्थे परिग्रहे सहस्रशीर्षा पादो-स्य विश्वा भूतानि. मुखंकिमस्य, कौबाहू, ब्राह्मणोऽस्य मुखम-चंद्रमा मनसो-नाभ्याआसीत्-श्रीश्चते लक्ष्मीश्च प- त्न्यौ इत्यादिनां मंत्राणां यथा श्रुतार्थः स्वीकर्तव्य एवस्यात्। तथाच परमेश्वरस्य करचरणादि मत्वं सशीर्षत्वं शांतत्वं सचक्षुष्ट्वं सश्रोत्रत्वं सनाभित्वं पत्नी द्वयोपेतत्वं पार्श्वद्वय-

त्वत्वंच रूपवत्वंच प्राप्तस्यात् तद्देतत् वात्याविवर्तितो तारियात् श्रोणीदुकूलेन शिरोवष्टेन न्याय आपतेत् । येमनि षया रुद्रनं ध्यायन्ति तेपुरिषमेवगच्छ न्तीनिमंत्रागभ्योऽर्थः। धन्याःखलु वन यातायेपश्य न्तिममात्मजीमीत दृशस्थाऊक्ता त्रिवां प्र ॥ स्तुतप्रशंसागम्येर्थेकटाक्षः। तथाचोपबृंहितं सूतसंहितायाम् । अन्तरिच्छन्तियेरुद्रं सदावंन्धमनीषया गृहूण न्तिजिह्वा तेवैऽरसं पूर्णामृतोपमम् ॥ अंतर्नै च्छन्तियेरुद्रंभवनी सहितंभवं पुरिषमेव गृह्णान्तिजिन्हयातेनसंशयः। इत्येवं शिवभक्ति विरहानां गर्हणं प्रतिपादितं ॥

॥ श्री ॥

किंचपूर्वपाक्षिभिः प्रदर्शिता आख्यायिका उन्मत चरित इतिनाम्ना तत्रैव प्रसिद्धा उन्मत्ताचारस्य प्रमाण कोटाव प्रवेशत्वं सर्व लौकिक पारीक्षिक सम्मतं । तथाच उन्मत्त चरिताख्यायिकाभवष्टभ्यप्रत्यवस्थानमती वक्षुद्रतरम् ॥ तथाच यत्किंचित् कल्पयित्वा वदतो वादित्वं प्रतिवादित्वं वानसंभतीति प्रेक्षा वद्भिरुपेक्षणीय एवस्यात् ॥ तथाच श्रुतिः। यान्यस्माकं सुचरितानी तानि त्वयोपास्यानि नोइतराणि। यथोक्ता ख्यायिका शिष्टाचारत्वेन प्रमाण मापाद्यत आचार मात्रत्वाद्वा। नाद्यः पूर्वोक्त श्रुत्यनुसारेण शिष्टैर्धर्मबुध्या अनुष्ठीयमान स्यधर्मस्यैवशिष्टा चारत्वात् ॥ नद्वितीयः। निष्ठीवनादेरपि तत् प्रसक्तेः॥ अन्यच्च पुराणानां प्रामाण्य मंगीकृत्य अप्रमाणत्वं आपाद्यते अनंगीकृत्यवा। आद्ये अप्रसि-

शक्तः ॥ द्वितीये अप्रमाणेन पुराणवाक्येन पुराणस्य अप्रमाणत्वं ब्रह्मणापि न साधितुंशक्यं । किंच पुराणस्याप्रमाणत्वे देव नर तिर्यक पाक्षि सरीसृप वृक्ष वीरुध लता गुल्मादीनाम् उत्पत्तिः तेषां वंशः वंशज्ञानां चरितं मन्वंतरादि कालश्चके न ज्ञायते तत्रार्थे वेदप्रमाणं वक्तव्यं जगतः प्रलयश्च। किंच पुराणानां वेदप्रतिपाद्यत्वेन अप्रामाण्यं नवक्तुं शक्यं। तथाच श्रुतिः। अस्यमहतो भूतस्यनिश्वसि तमेवैतत् ऋग्वेदो यजुर्वेदो*। सामवेदोऽथर्वणः* इतिहास पुराणं* इतिश्रुत्या पुराणस्यापिप्रतिपादनात् ॥ पुराणशब्दस्य अर्थान्तर कल्पेन सर्वं त्रयनाश्वासप्रसंगात् ॥

---

## ઉપલાં સંસ્કૃતનું ભાષાંતર.

જો કે પ્રતિપક્ષે પુરાણોને વેદ વિરૂધ હોવાની પ્રતિજ્ઞા કરીને લોક વિરૂદ્ધ વિષયનું ભાષણ કરવાથી પ્રતિપક્ષી બનીને ભાષણ કર્યું, તેમાં પ્રતિજ્ઞા હાની એ એક નિગ્રહ સ્થાન થયું, બીજી પ્રતિજ્ઞા કરવી એ બીજું, પ્રસંગની સંગતિ ન લગાવવી તે ત્રીજું, અને નિષ્પ્રયોજન ભાષણ કરવું એ ચોથુ નિગ્રહસ્થાન છે. એકજ નિગ્રહસ્થાન કરવાથી પરાજય થાય છે, તો આતો ચાર નિગ્રહસ્થાન થયાં. જગત્તમાં વાદિ પ્રતિવાદિઓના વ્યવહારમાં પ્રતિજ્ઞાનો ભંગ કરવો એજ પરાજયનું કારણ થાય છે એ સર્વત્ર પ્રસિદ્ધ છે તેથી હમે તેનો ઉતર આપ્યો નથી કેમકે પ્રકરણ વિરૂદ્ધ વિષયનું નિવારણ ન કરવું જોઇએ. નિગ્રહ સ્થાનને ન જાણવા છતાં પૂર્વ પક્ષકારે પુરાણોને વેદ વિરૂદ્ધ કહ્યું. લોકોપકારને માટે પુર્વ પક્ષકારે કહેલા દોષનું નિવારણ થવું જોઈએ એવી આચાર્યના મનની મને આજ્ઞા થઇ (એમજ આચાર્યોના પગ પણ બોલ્યા કરે છે) તેથી

પૂર્વ પક્ષકારના એકારના પ્રકરણ વિરૂદ્ધ વિષયનું પણ હું નિવારણ કરૂં છું, એમાં ઉપોદઘાતના સંગતિથી વાકયાર્થ જ્ઞાનનો પ્રકાર દેખાડી પૂર્વપક્ષીએ કહેલા દોષોનું ખંડન કરીશ. એમાં પ્રાંસંગીક ઉપોદઘાત તથા હેતુતા કહેવી જોઈએ. સંગતિ છ પ્રકારની છે, સંગતિથી મનુષ્યને વિષયનું જ્ઞાન ઠીક થાય છે પરંતુ સંગતિનું જ્ઞાન પણ પૂર્વપક્ષીને છે કે નહી એનો વિદ્વાનોએ વિચાર કરવો જોઇએ. જેવું જ્ઞાન વાદીને હોય તેવું હો. હવે હું પ્રકરણને અનુસરૂં છું. વાકયર્થ જ્ઞાનનાં આકાંક્ષા, યોગ્યતા, આસત્તિ અને તાત્પર્યજ્ઞાન એ ચાર કારણ છે, એમાંથી તાત્પર્યજ્ઞાનજ પ્રકરણનો ઉપયોગી હોવાથી એનું વર્ણન કરૂં છું. અન્યથા જ્ઞાનને બુદ્ધિથી અનુગત હોવા છતાં એ વિષયનું જ્ઞાન ઉત્પન્ન કરવામાં જે યોગ્ય અને તાત્પર્ય કહે છે; એ તાત્પર્ય વેદમાં મીમાંસા શોધીત ન્યાયથી પણ નિશ્ચિત કરવામાં આવે છે અને લોકમાં એનો નિશ્ચય પ્રકરણાદિથી કરવામાં આવે છે. શિવ પુરાણમાં એ કથાનું આ પ્રમાણે પ્રકરણ છે. બ્રહ્મચારી ગૃહસ્થ અને સારા આચરણવાળા વાનપ્રસ્થ એ બધા આ પ્રકારથી અંબિકાના પતિનું પુજન કરે. સન્યાસી શિવની પુજા પ્રણવથીજ કરે. વિરકત સુદ્ર અને સ્ત્રીઓ શિવની પૂજા શિવાય નમ: એ પ્રમાણે કહીને કરે એવું કહ્યું છે. ઉપાસ્ય ઇશ્વરના સ્વરૂપનું જ્ઞાન થયા વિના ઉપાસના કરવી અશક્ય છે. હવે એનું સ્વરૂપ કેવું છે, એ પ્રકારે રૂષિયોએ સૂતને પૂછયું. એ સચ્ચિદાનંદ સ્વરૂપ સર્વાત્મા અને સર્વ ભાવના છે એવું સુતે કહ્યું. એ સર્વાત્મા શિવની પુજા કયાં કરવી જોઇએ એ પ્રકારે પૂછવાથી પણ સૂતે કહ્યું કે, સર્વાધાર અને સર્વત્ર સ્થિતની પૂજા કરવી જોઈએ, તથા લિંગની કરેલી પૂજાનેજ પણ શંકર ગ્રહણ કરે છે. સર્વત્ર સ્થિત શિવનું તત્વ કેમ જાણવું જોઈએ ? એવું પુછવાથી વેદ પ્રમાણથી એનો પ્રતિકાર કરીને નમો વૃક્ષેભ્ય ઇત્યાદી રૂદ્રાધ્યાયમાં કહેલા પ્રકારથી શિવ સર્વમાં સ્થિત છે એવું કહ્યું છે. એવા સર્વત્ર સ્થિત શિવની પૂજા કરવી અશકય છે, એવી શંકા કરીને તેનું સમાધાન કરવામાં આવે છે. બધા ઉપર ઉપકાર કરવો, સર્વપર દયા કરવી અને બધાને અભયદાન દેવું એ સર્વવ્યાપક શિવની સામાન્ય પુજા છે. તથાપિ એના લિંગનીજ કરેલી પૂજાને શિવ ગ્રહણ

કરે છે એ એની વિશેષ પૂજા અથવા ઉપાસના છે. હવે એ ઉપાસ્ય લિંગનું સ્વરૂપ કેવું છે એ પ્રશ્નનો ઉત્તર આગળ આપ્યો છે. જેમાં બધા ભૂતોની લય થાય છે અને પુનઃ જેથી બધા ભૂત નીકળે છે એને લિંગ કહે છે. જે ભાવનાથી યોગી એનું ચિંતન કરે છે, એ લિંગ વ્યકત, અવ્યક્ત અને ઉભયાત્મક એમ ત્રણ પ્રકારનું છે. જે એ દેખાય છે તે વ્યક્ત છે. અવયવ સુન્ય એવા નિરાકારને અવ્યક્ત કહે છે. અને જ્ઞાન જ્યોતિર્મયને ઉભયાત્મક લિંગ કહે છે. એવા ત્રણ પ્રકારના લિંગને કહીને ચોથા દિવ્ય, આર્ષ અને સ્વયંભુ એવા મનુષ્યાકૃતિ શિવનું લિંગ કહ્યું છે. એની ઉત્પત્તિ અને એની ઉપાસનાના પ્રકાર દેખાડીને એ માનુષ લિંગનીપૂજા કર્યા વિના કોઇપણ ખાઇ શકતા નથી ઇત્યાદિ કથનથી શિવલિંગ પૂજા નિત્ય કરવી જોઇએ એની પૂજા નિત્ય ન કરવાથી પાપ કહેલુ છે. દારૂ વનગમાં રહેવાવાળા કેવલ વિષ્ણુ ભક્ત રૂષિ કાર્યરૂદ્રથી શિક્ષા લઈ શિવભક્ત થયા હતા. એ વિષયોના કહેવાને માટે આ આખ્યાયિકા પ્રવૃત થઇછે. આ આખ્યાયિકાથી કાર્યરૂદ્રનું પ્રતિપાદન કરવુંજ અહીંઆ તાત્પર્યછે. દારૂવનમાં કાર્યરૂદ્ર ઉન્મત્ત મનુષ્ય વેશ ધારણ કરીને ભિક્ષાને માટે ગયા. એ ઉન્મતને દેખીને ઋષિપત્નિઓએ એને ઓળખ્યા નહિ, અને એના વેષને દેખીને મોટથી હસવા લાગી. એમને હસતી જોઇ શીવે ત્રૈલોક્ય સુંદરરૂપ ધારણ કર્યું. એ સુંદરરૂપને દેખીને ઋષિપત્નીઓ એનું આલીંગન કરવા લાગી. રૂષિઓએ પણ એ દેવ છે એમ ન જાણવાથી એ દુરાચારીનું લીંગ તુટી પડો એવો શાપ દીધો. શિવે પણ પોતાનું મહાત્મ્ય પ્રગટ કરવાને સારૂ રૂષિયોનો શાપ ઠીક નિમિત્ત છે એમ સમજીને પોતાનું લીંગ પૃથ્વિ ઉપર નાખી દીધું. એ નાખી દીધેલા લીંગથી બધી બ્રહ્માંડ બળવા લાગી. બધા દેવો વિચાર કરીને એ તત્વને સમજ્યા અને બ્રહ્મદેવને શરણે ગયા, બ્રહ્માએ સ્તુતિથી શિવને પ્રસન્ન કરીને જગતનું રક્ષણ કરવાની પ્રાર્થના કરી. શિવે કહ્યુ કે મારા વિમુખ રૂષિઓને દંડ દેવાને વાસ્તે આ મેં આચરણ કર્યું. તમે બધા દેવ અંબિકાને પ્રસન્ન કરીને લિંગ પુજાનો પ્રચાર કરો એથી શાન્તિ થઇ જશે.

એમ કહીને શિવ અંતર્ધ્યાન થયા. એ કથામાં એ શિવ દેવછે એવું જાણીને રૂષિઓએ શાપ દીધો એવું પ્રતિપક્ષીનું કહેવું એ મોટી ઠગબાજી છે. અહીંતો જાણ્યા વિના શાપ દીધો એમ દેખવામાં આવેછે. દેવોએ બ્રહ્માને પુછયું કે શિવે એવો વ્યભિચાર કેમ કીધો? ત્યારે બ્રહ્માએ ઉતર દીધો કે એ વ્યભિચાર નથી. સાંભળો સર્વાંતરયામી રૂદ્રને જે પોતાની બુદ્ધિથી ધ્યાન કરતો નથી તે સ્વવિકારભૂત વિકારરૂપ અન્નને જીભથી ગ્રહણ કરે છે. સર્વાંતરયામી કારણ રૂદ્રનું કાર્યરૂદ્ર અહંકાર છે અને ઇંદ્રિઓની વૃતિઓ એ રૂષિ પત્નિઓછે રૂષિ શબ્દગત્યર્થક હોવાથી અને ગત્યર્થક શબ્દ જ્ઞાનાર્થક હોવાથી, જ્ઞાનસાધનીભુત અંતઃકરણની વૃતિઓજ અહીંયાં રૂષિપત્નિઓ સમજવી જોઇએ એ રૂષિપત્નિઓએ અહંકારાખ્ય રૂદ્રને શબ્દ સ્પર્શાદિ રૂપને દેખીને પાતિવ્રત્ય છોડી દીધું, અન્તર્યામી કારણ રૂદ્રનું ધ્યાન એ એનું પાતિવ્રત્ય છે, એને છોડીને વિષય ભોગને માટે અહંકારનું આલિંગન કરવા લાગી એ દેખીને શમદમાદિરૂપ રૂષિઓએ અહંકાર રૂપ રૂદ્રને શાપ દીધો કે તારા શબ્દાદિ વિષયધ્યાન રૂપ લિંગ પડી જાઓ. અહંકાર લીન હોવાથી અને યોગાગ્નિ વધવાથી પૃથ્વી રૂપ દેહને બળતી દેખીને ઇંદ્રિયોના અધિષ્ટાતા દેવ ચિતના અધિષ્ઠાતા બ્રહ્માને શરણે ગયા. બ્રહ્મા પણ પોતાનું કારણ અહંકાર રૂપ રૂદ્રનું સ્તુતિથી પ્રસન્ન કરીને પૃથ્વીરૂપી દેહની રક્ષાને માટે એની પ્રાર્થના કરવા લાગ્યા ત્યારે અહંકાર રૂદ્રે અંબીકા અર્થાત બ્રહ્મ વિષયિણી વ્યવસાયાત્મિકા બુદ્ધિને યમનિયમાદિથી સાધીને એ બુદ્ધિમાં મારા વિષયધ્યાનરૂપ લિંગનું સ્થાપન કરી એની પૂજા કરો એનાથી શાન્તિ થઇ જશે. આ એ કથાનું તાત્પર્ય છે. આ કહેલું સ્વીકાર ન કરો તો વેદમાં લખેલ સહસ્રશીર્ષા, એનું મુખ શું, હાથ કયા, શ્રી અને લક્ષ્મી તારી પત્નિઓ છે ઇત્યાદી જેવુંજ સાંભળ્યા અનુસાર સ્વીકાર કરવું પડશે. એવું સ્વીકાર કરવાથી ઈશ્વર હાથ પગવાળા અને બે સ્ત્રીઓવાળા ઇત્યાદી સીદ્ધ થઇ જશે. સૂત સંહિતામાં લખ્યું છે કે જે મનુષ્ય બુદ્ધિથી રૂદ્રનું અન્તરાત્મામાં ધ્યાન કરે છે એ માનો કે રસપૂર્ણ અમૃતને પોતાની ઇચ્છાથી ગ્રહણ કરે છે. અને જે અન્તરાત્મામાં ભવાની સહીત શિવનું ધ્યાન નથી કરતો

તે પોતાની ઇચ્છાથી મળ ગ્રહણ કરે છે, એમાં સંદેહ નથી. એ પ્રકારે શિવ ભક્તિ ન કરવાવાળાની નિંદા કહી છે.

પૂર્વપક્ષીએ દેખાડેલી આખ્યાયીકા ઉન્મત ચરિત નામથી શિવપુરાણમાંજ પ્રસિદ્ધ છે. ઉન્મતનું આચરણ પ્રમાણ કોટીમાં આવી શકતુ નથી; એ બધાને સ્વીકૃત છે. ઉન્મત્ત ચરિત પ્રારંભ કરીને એના વિરૂદ્ધ કથન કરવું એ બહુજ ક્ષુદ્ર વાત છે. યત્કિંચિત કલ્પના કરીને બોલવાવાળો મનુષ્યવાદિ આવા પ્રતિવાદી નથી થઈ શકતો, એ વાતને વિચારી મનુષ્યોએ ત્યાગ કરવો જોઇએ. આ પ્રકારે શ્રુતિ પણ છે કે, જે હુમારા સારા આચરણ છે એનું ગ્રહણ કરવું જોઇએ ખોટાનું નહીં. આ ઉન્મત્ત આખ્યાયીકા શિષ્ટાચાર હોવાથી પ્રમાણ છે અથવા આચરણ માત્રથી ? એનો ઉત્તર એ છે કે બંને પ્રકારથી પણ આ કથા પ્રમાણ થઇ શકતી નથી. કેમકે પ્રથમ કહેલા શ્રુતિના અનુસાર શિષ્ટ લોક ધર્મ બુદ્ધિથી જે ધર્મનું અનુષ્ઠાન કરે છે એ ધર્મ પ્રમાણ થઇ શકે છે, પરંતુ આ શિવે પાપ બુદ્ધિથી કરેલુ આચરણ પ્રમાણ થઇ શકતુ નથી. હવે કહો કે શિવ પણ શિષ્ટ હતા અને એના બધા આચરણ પ્રમાણ થઇ શકે છે, તો પછી શિષ્ટોનું થુંકવું, બાજરૂ જવું આદિ બધાં આચરણ પ્રમાણ થઇ જશે. આખ્યાયિકામાં કહેલું વર્તન શિવે અધર્મથી કરયું તેથી એનું પ્રમાણ થઇ શકતુ નથી. અને પ્રતિપક્ષી પુરાણોનું પ્રામાણ્ય સ્વીકાર કરીને એનું અપ્રમાણ સિદ્ધ કરે છે. અથવા પુરાણોનું પ્રમાણ નહીં માનીને એનું અપ્રમાણ હોવું સ્વીકાર કરે છે હવે પૂર્વપક્ષ સ્વીકારે તો અપ સિદ્ધાંત થશે. હવે બીજા સ્વીકારે તો અર્થાત અપ્રમાણ પુરાણ વાકયોથી પુરાણોનું અપ્રમાણ હોવુ કહેશો તોએ બ્રહ્મા પણ સિદ્ધ કરી શકતા નથી. હવે પુરાણોનું પ્રમાણ ન માને તો દેવ, મનુષ્ય પશુ પક્ષી અને વૃક્ષાદિની ઉત્પત્તિ એનો વંશ અને વંશજોનું ચરિત્ર એ કેવી રીતે જાણવામાં આવે ! એમાં કંઇ વેદ પ્રમાણ હોવું જોઇએ. પુરાણોને વેદજ કહયો છે એ માટે એનું અપ્રમાણ થઇ શકતુ નથી. અને એવી શ્રુતિ પણ છે. ઋગાદિ વેદ, ઇતિહાસ અને પુરાણ એ ઇશ્વરના શ્વાસ છે એમાં પુરાણ પણ કહ્યું છે. પુરાણ શબ્દનો બીજો અર્થ કરવામાં બધી વ્યવસ્થા બગડી જશે.

ઉપલો ભાષાનુવાદ હમારા તરફથી કરવામાં આવ્યો છે પરંતુ છોટુ મહારાજે જે ઉપર ટપકનો અર્થ કર્યો હતો તે અતિ હાસ્યજનક હોવાથી તેનો હમોએ લીધેલો આખો રીપોર્ટ (સ્થળ સંકોચને લીધે આપ્યો નથી) નહીં આપતાં માંહેથી જાણવા જોગ નીચે મુખ્ય ટાંકીએ છીએ.

છો. મ૦ જવાબ આપવાને ઉભા થતાં પોતાની સ્વભાવની વર્તણુક પ્રમાણે કથા શરૂ કરતાં જણાવ્યું કે "દિલગીર છું કે મારી સાથે શાસ્ત્રાર્થ કરવા મને આવા પંડિત મલ્યા." એ વાત પણ સત્ય છે! છો. મ. જ્યારે ડગલે ડગલે સંસ્કૃત બોલવામાં ભૂલ કરતા ત્યારે પં. બા. એકપણ ભૂલ કર્યા વગર પાણીના રેલા માફક બોલતા ચાલ્યા જતા હતા. એઓએ આગળ જણાવ્યું કે "જ્યારે શરીરના દેવતાઓ જીવરૂપ બ્રહ્મા પાસે ગયા ત્યારે તેમણે કહ્યું કે તમો બુદ્ધીરૂપ પાર્વતીને પ્રસન્ન કરીને તેનાથી એ ઇંદ્રિયની સાંતિ કરો અને એમ કર્યાથી શાંતિ થશે એટલે કે મનરૂપ ગુહ્યેન્દ્રિયની સાંતિ થવાથી મોક્ષ થશે. અને દુનીયામાં એના વિના કોઇનો જન્મ આદી વ્યવહાર પણ ચાલતો નથી માટે તેની પુંજાનો દરેકે કરવીજ જોઇએ. શું બધાએ નપુંસક થઇને બેસવું?" વાહ! શાસ્ત્રીજીના શબ્દો? આનો દેખાઇતું ખંડન એમનાજ હાથે. એમના પગ એમનાજ ગળામાં. "**नमो ब्रह्मणे** ઇત્યાદી તથા **सहस्त्रा स्वर्षा** ઇત્યાદી મંત્રમાં વેદ વિદ્યાને જાણનાર સ્વામી દયાનંદજીએ પણ મૂર્તિ સ્વિકારી છે." છો. મ. દયાનંદના નામ માત્રનાજ જ્ઞાતા છે. તેમને પુસ્તકોનો લેશમાત્ર પણ અભ્યાસ નથી. "એતો મહાદેવજીએ જનસમુહને બોધ આપવાને માટે નાટકરૂપે ખેલ કર્યો હતો અને પતિવ્રતામાં કેટલું બળ છે તે

દર્શાવ્યું હતું કે જે પતિવ્રતાના શ્રાપથી શિવલિંગનું છેદન થયું માટે તેનો દોષ ન કરશો." મોટી ભુલ છે કે મહાદેવને શ્રાપ પતિવ્રતા ઋષિ પત્નિઓનો દીધેલો નહીં હતો પરંતુ ઋષિઓનો હતો. સનાતની ભાઇ સમજશે કે આથી પુરાણનું મંડન થયું પણ એતો જેનું મંડન કરવું જોઇતું હતું તેનું આપો આપ ખંડન થઇ રહ્યું છો. મ. ઘડીમાં આધ્યાત્મિક અર્થ કરતા અને ઘડીમાં સાકાર ઉપર જતા. એપણ એમની દ્વિમૂખી નવાઇ. કુદરતનો સાદો નિયમ ખબર નથી કે જ્યાં દીવસ હોય છે ત્યાં રાત્રિ નથી હોતી. મહાદેવજી જેવા ત્રિકાળ જ્ઞાની દેવે વળી સ્ત્રીઓનું પતિવ્રત કેવું જાવું? તેઓ જાણતા નહીં હશે? એતો પત્નિવ્રત વિરૂધનો ઠીક રસ્તો દેખાડયો? કોઇ પર સ્ત્રી ઉપર બળાત્કાર કરે તે શું છોડું શાસ્ત્રોના ન્યાય શાસ્ત્રમાં વાજબી ઠરે? કેમકે તે કહેશે કે મેતો પતિવ્રત જોયું. ભલે તમારા સનાતની ભાઇઓમાં એમ હોય પણ અત્રે આર્યભાઇઓમાં એમ નહીં ચાલશે? વળી એમની ભાષામાં વાકય પ્રદાનનો સત્કાર કેવો? "કાંટો કાંટા વિના નીકલેજ નહીં તેમ **पशुनां लगुडोयथा**. (પશુને તો લાકડીજ જોઇએ)." એમાં પશુ કોણ? ઉપલા સંસ્કૃત જવાબ અને ભાષાંતર કરતાં છો. મહારાજે સવાબે કલાક કર્યા. જાણે સભા એમના એખલાજ માટે? એક વખત સ્વામી શંકરાનંદજીએ કલમ ૭ યાદ આણીની મણીલાલને બંધ કરાવવા સુચવ્યું પણ તેમણે કોણ જાણે શા કારણસર તેમ કર્યું નહીં અને ભાષણ ચલાવવા દીધું. એ પ્રમાણે છેવટના ભાગ ઉપર અરધો અને પા કલાકના અંતરે બે વખત કહેવામાં આવ્યું પણ મહારાજનું ભાષણ (કારણ તેઓ કાંઇ અંદર લખેલા ભાગનુંજ પ્રાકૃત નહીં કરતા હતા પણ મોંહે લખેલા

સિવાય બીજી બહારનીજ વાતો આણી ભાષણ કરતા હતા એટલે બે ત્રણ કલાક વગર) પુરૂંજ થાય નહીં. છો. મ. નાઉટપટાંમ પ્રાકૃતમાં તેમણે પંડિતજીને નિગ્રહસ્થાનમાં આણવા એક ડાખલો પોતાના ગજવાગાંથી કાઢી મુકયો હતો કે " એક ઉત્તમ મકાન છે, જેમાં અનેક ઓરડાઓ જેવાકે દીવાનખાનું–પુસ્તકખાનું–રસોડું વિગેરે; જેમાં તેને લગતું એક ખુણામાં પાયખાનું પણ છે. કોઇ નવો મેમાન આવે તેને પ્રથમ મકાનનો સારો ભાગો બતાવવામાં આવે એવો સિષ્ટાચાર છે તેને બદલે મહા ઘૃણીત દુર્ગંધવાળો સંડાસનો ભાગજ પ્રથમ બતાવવામાં આવે એ જેમ અનુચીત છે તેમજ પં–ભા–એ લિંગ પુરાણનો ઉત્તમ વિભાગ છોડી પુરાણના મહાદેવ રૂષિ પત્નિને જોઇ કામવશ થયા અને તેમની તરફ ભોગેચ્છાથી દોડયા ઈત્યાદી મહા અશ્લિલ કથા શાસ્ત્રાર્થના પ્રારંભમાંજ લિંગપુરાણરૂપ મકાનમાં બતાવી " આ દષ્ટાંતથી આપો આપ સાબીત થાય છે કે પુરાણરૂપ ઘરમાં આવી બીભત્સ કથારૂપ સંડાસ પણ છે ખરા ! સભા મધેના ન્યાયી લોકો તરફથી પુકાર થયો કે આતો અધર્મ થાય છે તેમજ સ્વામી શંકરાનંદજીએ પણ રા. સા. મણીરાયને આગ્રહપુર્વક સુચવ્યું કે આતો ખરેખરો અન્યાય ! બોલવાના વખતમાં દશ મીનીટ સંસ્કૃત લેખ અને પાંચ મીનીટ પ્રાકૃતની મલી પંદર મીનીટ રાખવામાં આવી છે અને આતો બે કલાક થયા તોપણ હજુ બેસાડી દેવામાં આવતા નથી ! હમારા પંડિત ફક્ત પંદરમાં દશજ મીનીટ બોલવામાં લે છે. છતાં મણીરાયે તેમને બેસવા સુચવ્યું પણ છો. મ નાજ કહેવાથી વળી આગળ ચલાવવા દીધું, જે તેમણે પંદર વિસ મીનીટે પુરૂ કર્યું સભાનો વખત ગાળી નાખી જવાની વાત એટલે બીજાને

બોલવાની ક્યાંથી છુટ મળે? જેવા છો. મ. બોલી રહ્યા કે તુરત તેમણે જગજીત્યો હોય તેમ કાગળો સમાજના પંડિતને પોતાની સહી કરી માગ્યા છતાં નહીં આપતાં શંકરાચાર્યજીને આપી દીધા, જેમણે તુર્ત પાદુકા તળે ડાબી દીધા. આ વખતે સવા સાત ઉપર થઇ ગયા હતા. પં બા. એ સહી સાથના કાગળો માગ્યા ત્યારે જણાવ્યું કે "કાલે આપીશું." આજે કેમ? અંદર વળી હજુ ફેરફાર કરવાનો હશે! છેવટે મણીરાય આપવાને જામીન રહ્યા. આનું નામ સનાતની પાગલપણું.

પં. બા. હું ફક્ત દશ મીનીટમાં એનું ખંડન કરવા વિના નક્કી તૈયાર છું માટે મને બોલવાને દશ મીનીટની રજા આપવી જોઇએ તેમજ આ સઘળા લોકોને (તેમના તરફ જોઇ કારણ મહારાજ તરફથી કહેવામાં આવ્યું કે હવે શાસ્ત્રાર્થ પુરો થયો છે માટે) જેમને રજા આપવામાં આવી છે તેમને બેસાડવા જોઇએ.

શંકરાચાર્યજી—હવે રજા નહીં મળે શાસ્ત્રાર્થ પુરો થયો વખત નથી અને પરવાનગી પણ નથી.

નારાયણ કાર્કુન—પહેલાં તમો વાદી બોલ્યા, પછી હમો બોલ્યા. હવે બોલવાનું શું રહ્યું? શાસ્ત્રાર્થ પુરો થયો.

શાસ્ત્રાર્થ તેતો તેમના મનમાં નાનાં છોકરાંની છાપાછાઇની રમત વાહ! કેવો ન્યાય? મામલતદાર શાહેબ પણ એ ન્યાયથી પસંદ થયા જણાયા.

પં. બા. (પંચને) "જે નિયમ શાસ્ત્રાર્થ માટે બન્નેએ સહી કરી છે તેમાં એક નિયમ એવો છે કે 'જ્યાંસુધી શાસ્ત્રાર્થનો એક વિષય પુરો ન થાય ત્યાં સુધી બીજો વિષય લેવામાં નહીં આવે

તેમજ વિષ્યાંતર પણ કરવા દેવામાં આવશે નહીં." તો પછી મને બોલવાદો કારણ મારે જવાબ આપવો છે.

પરંતુ તેમ કરવા ચોખ્ખી ના પાડવામાં આવી. અફસોસ છે કે આવા ધર્માચાર્યો ધર્મના કાર્યમાં આવો અધર્મ કરે અને વળી પંચ પણ આવો પક્ષપાત કરે જો એવું હતું તો શંકરાચાર્યજી જેવા ધાર્મિકે પહેલે દીવસે એમ નહોતું કહેવું કે "શાસ્ત્રાર્થ છ ગઢીના આવશે તો ચલાવીશું પણ એ લોકોને છોડતા નથી. એમણે મને ઘણો હેરાન કર્યો છે અને વલસાડથી મારી પાછળ ખાઇપીને પડયા છે." સભા માંહેથી જેવા સમાજીઓ બહાર ગયા કે મહારાજે પોતે જીત્યાની પોતેજ જે બોલાવી !

---

## પંડિત છોટુ મહારાજની સંસ્કૃતની વિદ્વતા.

પ લીટીમાં તેટલીજ ભૂલ !

પં—છો. મહારાજે પંચનાં એક તરીકે કરેલા શેરા ઉપરથી તેઓ કેટલા વિદ્વાન છે તે સિદ્ધ થાય છે. તેની અસલ નકલ મુંબાઇ પ્રદેશ આર્ય પ્રતિનિધિ સભાની ઓફીસ મુંબાઇ-ગીરગામ બેંકરોડમાં છે જે સર્વને બતાવવામાં આવે છે. તેમનો પંચ તરીકેનો શેરો અક્ષરસઃ નીચે પ્રમાણે છે.—

१ पुर्वोक्त विषयाः

२ गीर्वाण भाषया सास्त्रार्थः

३ अर्गीकृत प्रमाणे विषय ।सिद्धिः

४ उभ्य वर्णिभिः सास्त्रार्थ इति ।

छोटु महाराज.

**પ્રથમતો તેમને હ્રસ્વ દીર્ઘની પણ ખબર નથી, અને રેફ પણ નથી**

प्रथमग्रासे मक्षिका पातः તેમ પ્રથમ અક્ષર જે સુધ રિતે પૂર્વોક્ત લખવો જોઇએ તેમાંજ પ્રથમ અક્ષર દીર્ઘને બદલે હ્રસ્વવડુ વાળો લખ્યો, તથા બીજો वौं જોઇએ તેને બદલે वो લખ્યો. ત્રીજી લીટીમાં अ ને બદલે गी ઉપર અનુસ્વારનો ચાંદલો કીધો. ત્રીજી પંક્તિમાં र्वि જોઇએ ત્યાં પણ રેફ ગેપ. સહી પણ ખોટી કરી. મહારાજ નહીં પણ મહારાજઃ ( વિસર્ગ યુક્ત ) જોઇએ. આ પ્રમાણે પાંચ ભૂલ થઇ કે જે ભંડાર કર પ્રથમ માર્ગો પદેશીકાનો અભ્યાસી પણ પકડી શકે અને તેવા વે. શા. સં. પંડિત બાળકૃષ્ણ શર્માના સંસ્કૃતમાં ભૂલ એ કલીયુગમાંજ સહનીય છે! વળી ચાર સુધી નંબર પાડવાનો અર્થ પણ તેઓજ જાણે. ?

પં. બા. એ છોટુ મહારાજે બોલતાં જે ભૂલો કીધી હતી તે તેમણે ટાંકી હતી તે નીચે પ્રમાણે ?

| અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|
| नियमाः शृणुत | नियमान् शृणुत |
| इतिहासो एभिर्वक्तव्यः | इतिहास एभिर्वक्तव्यः |
| अध्यक्षं भविष्यति | अध्यक्षो भविष्यति |
| फायदा भवति | लाभो भवति. |

## " શંકરાચાર્યજીએ સમાજીઓ હારી જવાના મુકેલા તાર !! "

સ્વામી શંકરાનંદજી પોતાના ૨૦ મી એપ્રીલ ૧૯૦૬ ના પ્રતિનિધિ સભા મુંબાઇ ઉપર લખેલા કાગળમાં જણાવે છે કે " હું આજે વલસાડ જવા માટે આવ્યો. વેટીંગરૂમમાં પેસતાં એક માણસે આવી દીલગીરીથી જણાવ્યું કે શંકરાચાર્યજીએ અમલસાડ સ્ટેશનથી નોંખી નોંખી જગ્યાએ પાંચ તારો મોકલ્યા છે કે સમાજીઓ હારી ગયા છે. તેના જવાબમાં મેં કહ્યું કે " શું નુકસાન ! " તેણે વળી જણાવ્યું કે " તે ખોટું છે અને મફતમાં સમાજની આ-

ળારૂ જાય તે ઠીક નહીં." મેં કહ્યું કે "જો શાસ્ત્રાર્થ ન કર્યો હોતતો એમ કહેવાતે કે શાસ્ત્રાર્થ કરી શકવા અસમર્થ હતા. તો તેથી અહીંને બહાર બે ઠેકાણે આબરૂ જાત તે હવે હારી ગયા કહેવડાવવાથી બહારના લોકોમાં તો વખતે કાંઇક આબરૂ બગડશે નહીં પણ અહીંના લોકોને તો ખબર છેજ કે આચાર્ય શ્રી અન્યાય પુર્વક કાર્ય કરી શાસ્ત્રાર્થના પંજામાંથી માંડ છુટયા છે. પોતાના સંબંધમાં પુછતાં જણાવ્યું કે તે રેલ્વે લાઇન ઉપર સબ ઇન્સ્પેકટર હતો. પોતે સારો ભણેલ અનાવલો ગૃહસ્થ હતો." સાદી સમજ વાપરી પ્રત્યક્ષ જુઠા હોવાથી કોઇ વર્તમાન પત્રે તે છાપ્યા નથી એટલી સંતોષની વાત છે.

---

## લેખ આપવાની પડેલી ફરજ.

બીજા દીવસના શાસ્ત્રાર્થ વખતે પં. બાળકૃષ્ણજીએ પોતાના ઉત્તરની લેખી પોતાની સહી સાથેની નકલ પ્રતિપક્ષિને આપી દીધી પણ તેના ઉતરની પ્રતિ પ્રતિપક્ષિની સહી સાથની નકલ સમાજને આપવામાં આવી નહોતી. પરંતુ રા. સા. મણીરાય જામીન રહ્યા હતા તેથી કાંઇક આશા રહી હતી. મુંબાઇ પ્રતિનિધિ સભા તરફથી તેમને નકલ માટે પત્ર લખવામાં આવ્યો હતો પણ તેમણે તેનો હા કે નાનો ઉતર આપવાની પણ સભ્યતા—કૃપા કીધી નહીં. પં. બા. બિરપુર ઉત્સવમાં જતાં વલસાડ ઉતર્યા હતા અને તેમને મળી નકલ માગવામાં આવી ત્યારેજ તે નકલ આપવામાં આવી હતી જે પંડિતજીએ જુલાઇ મહીનામાં બહારગામથી મુંબાઇ આવ્યા ત્યારે બાપ્ત તર કરી તેનોજ ખંડનનો ઉત્તર પણ લખી કહાડી ભાષાંતર કરવામાં આવ્યો હતો જે નીચે પ્રમાણે છે.

## પંડિત બાળકૃષ્ણનું આપેલો અંતિમ ઉત્તર.

'आम्नान्पृष्टः कोविदारानाचष्ट, इति जनश्रुते*छोटुमहाराजे चरितार्थत्वात्तस्य निग्रहस्थानासंबद्धप्रलापादिदोषदूषितं लेखबाहुल्यमनादृत्य तत्र यत्प्रकृतंतदेवानुसरामः। तस्य शुद्धसंस्कृतलेखानभिज्ञत्वं चिह्नोकृताभिस्तल्लेखान्तर्वर्तिनीभिरशुद्धिभिः स्वयं ज्ञास्यन्ति विद्वांसः।

एकस्मिन्नेवाधिकरणे पक्षप्रतिपक्षाभ्यां यो वादः प्रवर्तते स शास्त्रार्थः। पुराणानि त्याज्यानीत्यार्यसामाजिका नेत्याधुनिकपौराणिकाः। एतदेव वादस्याधिकरणमावयोः। तत्रादौ मौखिकशास्त्रार्थे पुराणानि त्याज्यानी, ति साध्यं निर्दिश्य, वेदविरुद्धत्वादि, त्युदाहरणसाधर्म्यात्साध्यसाधनीभूतो हेतुरप्युक्तः तथाच पुराणत्याज्यत्वे सोदाहरणं कथाद्वयोपेतं प्रकरणम प्युपन्यस्तमस्माभिः। एवं सत्यपि स्वयमनधीतन्याय व्याकरण*छोटुमहाराजो मदीयं प्रतिज्ञादिक्रमानुकूलं लेखमसंबद्धतादिदोषदूषितं दर्शयति तच्चिन्त्यम। संस्कृत लेखपुरःसरेण शास्त्रार्थेन भाव्यमिति पूर्वं प्रतिज्ञाय स्वकीयसंस्कृतलेखचुञ्चुत्वं लोका ज्ञास्यन्तीति भिया छोटुमहाराजो मौखिकशास्त्रार्थतत्परोऽभूदियं तस्य प्रतिज्ञाहानिः प्रथमा। एकैकविषयसमाप्त्यर्थमेकैकपक्षं विवदिष्यामहे वयमित्युभाभ्यामुररीकृतेपि विपक्षज्यायस्त्वाच्छोटुमहाराजेन तृतीयदिवसान्त एव मौनमवालम्बीति द्वितीया। सत्यस्यापि निष्प्रयोजनं वर्णनमसंबद्धप्रलापः, स तु तल्लेखे सर्वत्रैव वरीवर्ति।

स्थालीपुलाकन्यायेन शिवपद्मादिपुराणामश्लीलत्वं विष्णुशिवयोः कथाद्वयपूर्वकं प्रदर्शितमस्माभिः। तत्परिहारस्योपायान्तरासाध्यात्वात्तद्रूपकामिति प्रदर्श्य यदुक्तं छोटुमहाराजेन तदपि तस्य वदतो व्याघातमिवाभूत्। कार्यकारणभेदाद्रुद्रो द्विविधस्तत्र कार्यरुद्रो मानुषवेशं धृत्वा, ऋषिपत्नीनां पातिव्रत्यपरीक्षार्थं दारुवनमागत्योन्मत्तवृत्तमाचरितवांस्तदा तद्विरुद्धाचारकुद्धानामृषीणां शापेन मानुषरूपस्य शिवस्य लिङ्ग पपातेति छोटुमहाराजस्य प्रथमा संमतिः। न कश्चिद्विग्रहवान् रुद्रो, नर्षयो न तत्पत्न्यो, न पातिव्रत्यं, न शापो नच लिङ्गपतनं वास्तवं किन्तु सर्वमेवालङ्कारिकमेतदिति द्वितीया। तत्र प्रथमानुसारेण मनुष्यवेशधारिणः शिवस्य मानुषलिङ्गाभ्युपगमादृषिपत्न्यादिकं सर्वमेव वास्तवामित्यापन्नम्। आधुनिकशिवभक्तानां सयोनिलिङ्गपूजापि तद्भावप्रतिपादिकैव। तथा सति प्रतिपक्षदोषानुद्धरणं निग्रहस्थानं छोटुमहाराजस्य। द्वितीयैव ग्राह्योति चेन्न शिवपुराणस्य वैयर्थ्यापत्तेः। तत्र सशरीरस्यैव प्राधान्येन वर्णनाच्छिवस्यपरदाराभिगामित्वमृषिशापाद्वास्तवं लिङ्गपतनं च न निराकर्तुं शक्यं छोटुमहाराजशतैरपि। न ह्येकं वस्तु स्वत एव रूपादिविशेषोपेतं, रूपकेण तद्विपरीतं चेत्यभ्युपगन्तुं शक्यं विरोधात्। ब्रह्मणो निराकारत्वाद्विभुत्वाच्च सहस्रशीर्षत्वं, चतुष्पादात्मकं परिच्छिन्नत्वं पत्नीद्वयोपेतत्वं च न वास्तवमिति स्वीक्रियते छोटुमहाराजेनापि। 'मानुवेशं धृत्वे, ति पूर्वमेव स्वीकृतं छोटुमहाराजेन चेत्तर्हि 'हस्ते लिङ च धारयन्नि, त्येतस्मिन्वाक्ये लिङ्ग शब्दस्यार्थान्तरकल्पनेन तस्य वाक्यार्थसंगतिज्ञानराहित्यमाविर्भूतम्। यदि

लिङ्ग शब्दस्य वास्तवार्थं कथनेन लज्जते छोटुमहाराजस्तर्हि त्यज्यतां तेन शिवपुराणम् । छोटुमहाराजेन व्यक्ताव्यक्तादि-लिङ्गत्रयं व्याख्याय चतुर्थं मानुषलिंगं स्वरूपतो न व्याख्यातं तथापि लज्जैव कारणम् । ऋषिपत्नीनां पातिव्रत्य-परीक्षार्थमाचरितमेतच्छिवेन न तु व्यभिचारार्थमिति छोटु-महाराजः । अहह ! कियन्मनोहारि समाधानमेतत् । इदानी-मपि कश्चिद्भिक्षुः परदारानभिगम्य केनचिदाक्षिप्तः सन्वदेन्नाहं व्यभिचारार्थमभिगतः किन्तु पातिव्रत्यपरीक्षार्थमिति तद्भिक्षोः कथनं शिवपुराणानुकूलं स्यान्नवेत्यत्र प्रष्टव्यश्छोटुमहाराजः । नायमश्लीलत्वपरिहारोपायः किन्तु साक्षात्पश्यतां नेत्रे धूलि-प्रक्षेपः । तच्छिवं पश्यन्तोऽप्यृषयो यदि साधु साधु, यथेष्टं क्रियतामित्यवक्ष्यंस्तर्हि तल्लिंगं त्रैलोक्यं नाधक्ष्यत् । शिवं पापान्निवर्तयद्भिर्ऋषिभिः किं दुष्कृतं कृतम् । दुर्जनतोषन्यायेन कृतमिति चेदृषयो लिंगं नाच्छिन्दन्तातस्त एव प्रायश्चित्तार्हा न त्रैलोक्यम् । ननु परकीयदुष्कृतस्य कथं परत्र संक्रान्तिः। जगत्परितापोपजनितकृपो भगवाञ्छंकरस्तल्लोलिहानलिङ्गप्र-शमनार्थं पार्वतीयोनिमवैच्छत्किमत्र रहस्यम् ।

सत्यमेव जयते ।

पुराणानामश्लीलत्वपरिहाराय यतमानश्छोटुमहाराज उपसंहारे पुनस्तदेव स्वीकुर्वञ्शोणादुकूलं शिरसिनिधाय नृत्यतीति नाट्यं दृश्यतां विचक्षणैः। "यान्यस्माकं सुचरितानि तानि त्वयोपास्यानि नो इतराणी" तिश्रुत्यनुसारेण शिष्टेनापि शिवेनाधर्मबुद्ध्या कृतमाचरणं प्रमाणकोटावप्राह्यमिति स्पष्टमेव स्वीकृतं छोटुमहाराजेनातः पुनः कथयामो

कथं 'सत्यमेव जयत, इति। अत्र वस्तुतः कथायामश्लील-त्वस्वीकारादहंकार एव कश्चित्त्वत्य पर्यायपत्यय इत्यादि सर्वमवास्तवमिति सिद्धम् । प्रमाणत्वेन पुराणानामन-भ्युपगमात्सृष्टिप्रलयवंशानुचरितादिकं कथं ज्ञायेतेत्युक्तं तत्र महाभारतेन पुराणपदवाच्यैः शतपथादिभिरेव तल्लाभात् । एतस्याः कथाया अप्रामाण्य स्वीक्रियमाणेऽपि तत्रत्यगर्हितं सयोनिलिंगं पूजयन्त्येव लोका अतो धिक्तान्वेदप्रतिकूलक-र्मनिरतान। पद्मपुराणान्तर्गतं वृन्दाभिगमनात्मकं हरेराचरणमु-पन्यस्तमस्माभिः प्रथमपत्रे परन्तु तस्मिन्विषये न किमपि व्य लेखि छोटुमहाराजेनात एतदपि प्रतिपक्षदत्तदोषानुद्धरणांनिग्रह स्थानं तस्य। इदानिं लेखविस्तरभियात्रैवविरम्यतेऽस्माभिः ।

ह० बालकृष्णशर्मणः ।

---

ભાષાન્તર—માંગે આંબાનું ફળ ને આપે કચનારનું ફળ ( સવાલ એક જવાબ બીજા ) એ સંસ્કૃત કહેવત છો. મ. ને લાગુ પડેથી એમના વિષ્યાંતરાદિ દોષોથી ભરેલા લેખને અનાદર કરી એમાં જેટલો વિષયથી સંબંધ રાખવા યોગ્ય લેખ છે એના અનુસાર ઉત્તર આપીશું છો. મ. ને શુદ્ધ સંસ્કૃત લખવાનું કેટલું અજ્ઞાત છે, એ હમો એમના લેખમાં ( * ) આ નિશાનીથી દેખાડેલી અસુદ્ધિઓને વિદ્વાન પોતે જાણી લેશે.

એકજ વિષયમાં બે પક્ષ થઈને જ્યાં વાદ થાયછે એને શાસ્ત્રાર્થ કહે છે. શિવાદિ પુરાણ ત્યાજ્ય છે એમ આર્યસમાજી કહે છે. ત્યાજ્ય નથી એમ આધુનિક પૌરાણીક કહે છે. આ છો. મ. અને હમારા વાદનો વિષય છે. એ વિષયમાં પ્રથમ મૌખીક શાસ્ત્રાર્થ થયો એમાં હમે પુરાણ ત્યાજયછે એ પ્રકારે સાધ્યનુ પ્રતિપાદન કરીને " વેદ વિરૂદ્ધ હોવાથી " એમે ઉદાહરણના સાધર્મ્યથી સાધ્યમાં ઉપયોગી હેતુ પણ કહ્યો. એ પ્રકારે પુરાણ ત્યાજય છે. એ વિષયમાં ઉદાહરણ સહિત શિવ વિષ્ણુની બે કથા પણ બતાવી હતી તોપણ

ન્યાય અને વ્યાકરણ ન ભણેલા છતાં છો. ગ. મારી પ્રતિજ્ઞા હેતુ આદિના ક્રમથી યુક્ત લેખને અસંબદ્ધતા નિર્દોષોથી યુક્ત બનાવે છે, એજ વિચારણીય વાત છે. સંસ્કૃતમાં લખીને શાસ્ત્રાર્થ થવો તેઇએ એમ શાસ્ત્રાર્થના નિયમોમાં લેખ બદ્ધ પ્રતિજ્ઞા કરીને પોતાને સંસ્કૃત લખવાનું જ્ઞાન કેટલું છે એ લોકો જાણી લેશે એવા ભયથી ફરીગયા. ને મૌખીક કરવા તૈયાર થયા, એ છો. મ. ની પહેલી પ્રતિજ્ઞાની હાની છે. એકેક વિષય ઉપર પંદર દીવસ શાસ્ત્રાર્થ થશે એમ બન્ને પક્ષે સ્વિકાર્યું છતાં પ્રતિપક્ષની શક્તિ દેખીને છો. મહારાજે ત્રીજે દીવસ મૌન ધારણ કરી ચોથે દીવશે સવારેંજ આચાર્ય સાથે ત્યાંથી ધમન્દાછા ગામે ચાલ્યા ગયા એ બીજી પ્રતિજ્ઞા હાનિ. સત્ય વિષય કેમ ન હોય પરંતુ એનું નિષ્પ્રોજન વર્ણન કરવું એને અસંબદ્ધ પ્રલાપ કહે છે, એ દોષતો એમના લેખમાં સર્વત્ર ભરેલા છે.

સ્થાલી પુલાક ન્યાયથી હમે પુરાણોને અશ્લીલ પણાનો નમુનો વિષ્ણુને શિવની કથાથી દેખાડી દીધો. એ અશ્લીલ પણાને હલાવવાનો કોઇ ઉપાય જ્યારે ન સુઝ્યો ત્યારે શિવની કથાને રૂપનું અલંકાર બતાવી પોતાના કથનનું પોતેજ ખંડન કરી દીધું. છો. મ. લખે છે કે કારણ અને કાર્ય ભેદથી રૂદ્ર બે પ્રકારનાં છે. એમાં કાર્ય રૂદ્રે મનુષ્ય વેશ ધારણ કરી રૂષિ પત્નીઓનું પાતિવ્રત્ય કેટલું છે એ દેખવાને માટે જ્યારે એવું અશ્લીલ આચરણ કર્યું ત્યારે એ આચરણથી ક્રોધીત થયલા રૂષિઓએ શિવને શાપ દિધો, ત્યારે એ મનુષ્ય વેશધારી શિવનું લિંગ ભાગી પડયું, એ એક છો. મ. ની સમ્મતિ છે. અહિઆં અહંકાર રૂદ્ર, ચિત્તની વૃત્તિઓ ઋષિ પત્નિઓ અને વિષયનું ધ્યાન એ લિંગ છે. વાસ્તવમાં કોઇ શિવવા ઋષિ પત્નિઓ આદિ કોઇ છે નહીં, એ તેમની બીજી સમ્મતિ છે. હવે એમની પ્રથમ સમ્મતિને અનુસરી મનુષ્ય વેશધારી શિવ લેવામાં આવેતો ઋષિ પત્નિઓ પણ મનુષ્ય વેશધારી અને લિંગ પણ મનુષ્યજ સિદ્ધ થઈ ગયું. આધુનિક શિવભકતોની સયોનિ લિંગ પૂજા પણ એ અભિપ્રાયથી કરી રહી છે. એ સમ્મતિ અનુસારતો હમે જે દોષ દીધા હતા એનો ઉત્તર કરવો તો કયાં રહયો પણ છો. મહારાજે એનો સ્વિકાર કરી લીધો. હવે એની બીજી સમ્મતિ લેવામાં આવેતો શિવપુરાણ વ્યર્થ થઇ જશે, કેમકે એતો શરીરધારી શિવનું પરદારાભિગમન અને લિંગ પતનાદિ દોશોનું

નિરાકરણ એકતો શું પરંતુ સો છો. મ. પણ કરી શકવાના નથી, કેમકે એકજ વસ્તુ રૂપવાલી હોય પરંતુ અલંકારથી એને રૂપ રહિત કહેવું એ વાત કદી સ્વિકારવા યોગ્ય થતી નથી કારણ કે એમાં પરસ્પર વિરોધ આવે છે. અને છો. મ. પોતે સ્વિકારે છે. એ લખેછે કે જેમ બ્રહ્મ નિરાકાર અને સર્વ વ્યાપક હોવાથી વેદમાં લખ્યા પ્રમાણે એને હજાર શિર બે સ્ત્રિઓ અને એના ચાર વિભાગ કરવા ઇત્યાદિ એ સ્વરૂપ એનું વાસ્તવ થઇ શકતું નથી, એ પ્રમાણે મનુષ્ય તેરા લઇને ગયા એ વાત આપે પ્રથમજ સ્વિકાર કરેલી છે, ફરીથી શરીરધારી શિવના લિંગના વાસ્તવાર્થ કરવામાં છો. મ. ને કેમ લજા આવેછે? અહિંઆં લિંગ સબ્દનો બીજો અર્થ કરવાથી છો. મ. ને વાક્યાર્થ સંગતિનું જ્ઞાન નથી એ પ્રકટ થાય છે. હવે લિંગ સબ્દનો વાસ્તવમાં અર્થ કરવાને લજ્જા આવે છે તો શિવ પુરાણથી પણ થશે. વ્યક્ત, અવ્યક્ત અને ઊભયાત્મક એ ત્રણે લિંગોની મોટી લાંબી ચોડી વ્યાખ્યા કરી છે, પણ શિવના ચોથા મનુષ્ય લિંગની વ્યાખ્યા તથા સ્વરૂપ વિષે કાંઇપણ કહયું નહીં, એનું પણ કારણ લજ્જાજ આવે છે એમ માલુમ પડે છે. ઋષિ પત્નિઓનું પાતિવ્રત્ય દેખવાને એ શિવે આચરણ કર્યું, વ્યભિચારને માટે નહીં, એવું છો. મ. કહે છે. વાહવાહ શું ઠીક મનોહર સમાધાન છે! હાલ પણ કોઇ ભીક્ષુ કહેકે હું વ્યભિચારતો નહીં પણ આ સ્ત્રિના પતિવ્રતની પરીક્ષા કરૂં છું, તો તેનું કથન શિવપુરાણ અનુકુળ, ન્યાય સમજવામાં આવે કે નહીં? એ વિષયમાં છો. મ. ને પુછવું જોઈએ કે શિવપુરાણમાં લખ્યું છે કે ઋષિયોએ શિવને યથેષ્ટ કરવા દીધો નહીં, તેથી શિવનો મોટો અનાદર થયો તેથી એ લિંગે ત્રિલોકયને બાળવાનો આરંભ કરવા માંડયો. મારા સમજવામાં એ વિરૂદ્ધ આચરણ દેખીને વાહવાહ બહુજ સારૂ કામ કરો છો ચાલવાદો એ પ્રમાણે રૂષિયોએ શિવને કહયું હોત તો એ લિંગ ત્રૈલોકયને બાળત નહીં. ભલા રૂષિઓએ શિવને પાપ કરવાથી રોકયા એમાં એમણે શું બુરૂં કામ કર્યું? દુર્જનતો ન્યાય પ્રમાણે એમ પણ માની લઇએ કે રૂષિયોએ બુરૂં કામ કર્યું તો એનું પ્રાયશ્ચિત રૂષિયોનેજ મલવું જોઇએ. બીચારા ત્રૈલોકયે શું કર્યું? અંતમાં જગતને દુખી દેખી દયાલુ થઈને

ભગવાન શંકરજીએ બ્રહ્માંડને દગ્ધ કરવાવાળા પોતાના લિંગના શાંત્યાર્થે પાર્વતીની ઇચ્છા કરી, એમાં શું રહસ્ય છે ? અંતમાં સત્યનોજ જય થાયછે. જે શિવકથાનું અશ્લીલપણું મ્હાડી નાખવાને માટે અમલસાડ મુકામે શ્રી શંકરાચાર્યજીએ સેંકડો રૂપીઆ ધુળમાં મેળવીને છેટ છેટથી પંડિતોને બોલાવ્યા જેને માટે સેંકડો મનુષ્યોની સભામાં છો. મ. પણ કમ્મર બાંધીને તૈયાર થઇ ગયા એ શિવ કથાના અશ્લીલપણાને દુર કરવાનો પ્રયત્ન કરવાવાળા છો. મહારાજે પોતાના લેખની છેવટે શિવકથાનું અશ્લીલપણું પોતાને હાથેજ પોતે સ્વિકારી લીધું ! અહાહા સત્યનો કેવો પ્રભાવ થાય છે કે જેથી છો. મ. ને પરવશ થઇને સત્ય લખવુંજ પડ્યું. હવે એ વાત આરંભમાંજ તેણે સ્વિકાર કરી લીધી હતે તો આટલો વાદ કેમ ઉત્પન્ન થાત ? છો. મ. લખેછે કે ' જે હમારાં સાચાં આચરણ છે તે ગૃહણ કરો અને ખોટાં છે તેનો ત્યાગ કરો એ શ્રુતિ છે એના અનુસાર શિવે અધર્મ બુદ્ધિથી કરેલું આચરણ પ્રમાણ કોટીમાં આવી શકશે નહીં. બસ એજ આર્યસમાજનું કથન છે કે એ શિવકથા અત્યંત અશ્લીલ છે એ પ્રમાણે સ્વીકાર કરવાથી અહંકાર રૂદ્ર છે, ચિત્તવૃતિઓજ ઋષિ પત્નિઓ છે, ઇત્યાદી બધું મિથ્યા ઠરી ચુકયું. એ પ્રમાણે એ શિવકથા અપ્રમાણિક ઠરી તો પણ એ કથામાં લખેલાં અવસ્ય પદાર્થોનું પૂજન લોક કરેજ છે, તે એ વેદ વિરૂદ્ધ કર્મ કરવાવાળા લોકોનું કેટલું અજ્ઞાન છે ? હવે પુરાણોને અપ્રમાણ માને તો સૃષ્ટિ, પ્રલય, રાજવંશોનાં ચરિત કેમ જાણવામાં આવે ? એનો ઉત્તર એ છે કે એ બધા વિષય મહાભારતથી અને શતપથાદિ પુરાણોથી જાણવામાં આવે છે. વૃન્દાનું અને વિષ્ણુનું પણ અશ્લીલાચરણ હમે પ્રથમ પત્રમાં લખ્યું હતું, એનો છો. મહારાજે કશો ઉત્તર આપ્યો નહીં. અસ્તુ હવે લેખ વધી જવાના ડરથી વિરામ પામીએ છીએ. ( આ ઉત્તર પં. બા. ને સભામાં આપવામાં તક ન આપી, એટલુંજ નહી પણ મ્હાનું કાઢી સભા બંધ કરવામાં આવી જેથી બીજા વિષયતો શું પણ પહેલોજ વિષય અધુરો રહયો. ઉપલા કારણથી લોક જ્ઞાનાર્થે અને પ્રશ્ન કલ્યાણાર્થે તે અત્રે આપી દીધો છે.)

---

# "ટુંક નોંધ."

શંકરાચાર્ય મહારાજે કેવું માક્રમ કર્યું તે આ લેખો ઉપરથી માલુમ પડયું હશે? પોતે હારની અણી ઉપર આવ્યા ત્યારે સભામાં અન્યાય કરી અટકાવ્યા! જ્યારે આગલે દીવસે છ મહીના સુધી ચલાવવા કહયું હતું. માત્ર ત્રણજ દીવસમાં! આચાર્યોનુ શું હરિશ્ચંદ્રતા? આધ શંકરની ગાદી પ્રતિજ્ઞા ભંગથી કેટલી હલકી પડી છે તેનો તેમને સ્વપ્ને પણ સંકલ્પ નહીં હોય? પ્રથમ આર્યસમાજીઓએ એકને બદલે ત્રણ અરજીઓ રજીસ્ટર મારફત પહોંચાડી અને એકને બદલે અનેક સહીઓ કીધી તે માટે મહારાજે શાસ્ત્રાર્થ કરવા ના પાડી. વધુ આદમી વધુ વખત અમુક વસ્તુ કરવા આગ્રહ કરે તેથી તેમ કરવાને વધારેને બદલે ઓછી જરૂર જોવી એવું અનુમાન કરનારની બુદ્ધિને પણ શત શત ધન્યવાદ છે. જ્યારે પધરામણીઓ બંદ થઇ અને આપેલી ભેટ પાછી લેવાને પત્ર આવ્યા ત્યારેજ શાસ્ત્રાર્થની ફરજ રહી! રૂપીઆ ૧૦૦૦૦) નો ચેક અને કોચરાના સાલના ઢંગધડા વગરના ૮૨ પ્રશ્નોના જવાબોનો બીજો ચેક લાવ્યા વગર સભામાં ડાખલ થઇ શકાશે નહીં એમ લખ્યું. તે પણ સમાજીઓએ સ્વિકાર્યું અને મહારાજની સભામાં ગયા. સમાજ તરફથી સરતો ઘણી સાદી હતી તેથી સ્વિકાર્યા વગર છુટકો નહીં થયો. સભામાં થયલો બધો પક્ષપાત વુર્ત ખુલ્લો પડી આવે છે. છો. મહારાજે મહાદેવના વ્યભિચારનો અધ્યાત્મિક અર્થ કીધો, પણ એમ કરવાથી પુરાણઉપર પાણી ફરી વળે છે તેનો કાંઈ વિચાર નહીં સુજયો. એતો "રાત બધી દળ્યું અને ઢાંકણીમાં ઓસાર્યું" થયું. જો એ સઘળો અલંકારજ હોય તો તે કયાંથી લાવ્યા? અને કયા પુરાણમાં તેમ લખ્યું છે? લોકો શું અલંકાર છે એમ માને છે? મહાદેવે ઋષિપત્નિનું પાતિવ્રત્ય જોવા આમ કર્યું! એ શું વ્યભિચારી વાનરને નિસરણી નથી? મહારાજ શ્રીએ જાણ્યું કે આ અલંકારની ફીલસુફીનો જવાબ જો પં. બા. આપશે તો આપણો કચડ ઘાણ નિકળી જશે એટલે દીવસનું વામન સ્વરૂપ ધારણ કીધું. એ અધર્મતો રા. સા. મણીરાયને સ્વિકારવો પડયો. સરકારની એ જગ્યા માટે ત્રણજ દીવસની રજા હતી એ બ્હાનું તદનંતર હસી કાઢવા જોગ છે. તેજ તાલુકાના મામલતદાર તેજ વખતે હાજર હતા. એક સબ્દ પણ કહેવામાં આવ્યો હોત તો વુર્ત ગમે તેટલા દીવસની પરવાનગી આપ-

વામાં આવી હોત. એ જગ્યા નહીં મલેતો બીજી જગ્યા મેળવવાની કયાં અડચણ હતી. આથી જુના વિચારમાંના પણ સેંકડો સમાજનો પક્ષ લે છે. અને શાસ્ત્રાર્થમાં વહેવાર રીતે તો તેમનેજ જય મળ્યો છે—શાસ્ત્રાર્થ "વીથડ્રૉ" ન થયો હતે તો તેમજ મળતે એમ જેઓ સહજ પણ બુદ્ધી ધરાવે છે તેઓ સ્વીકારે છે. મહારાજશ્રીએ જણાવ્યું કે "મારા આમાં બે હજાર રૂપીઆ ખર્ચ થયાં" પરંતુ તેઓ એવું બોલે છે તથા લખાવે છે કે એને બદલે વિસહજાર નહીં થયાતે સમાલવાનું છે. બેસક સુરત જીલ્લામાંતો તેમને જમે ઉધાર જોતાં ઘણી મોટી ખોટ ગઈ છે. વલસાડમાં પણ ઉધાર પાસું વધી ગયું. હવે "ગુરૂડમ" ખોવાયાથી ગુરૂદંડની સત્તા જતી રહી ત્યારે મહારાજ શ્રીએ નવો રસ્તો સોધી કહાડયો છે. "મહાનુ શાસન પત્રિકા" નામનું નાનું પેમ્ફલેટ વહેંચે છે અને તેઓ પણ કોને આપવામાં આવે છે કે જેઓના ઉપર તેમની સત્તા ચાલી શકે યા જેઓ પુરા સનાતની (ભોળા) હોય તેમનેજ. તેમાં સનાતની પ્રજા અન્ય ધર્મમા જતી હોવાથી ફક્ત જ્ઞાતિદંડથી કામ થઈ શકે એમછે માટે એવા માણસોને ન્યાત બહાર મુકવા એ પ્રમાણે ફરમાવવામાં આવ્યું છે, તેમજ મહારાજ શ્રી પોતે પણ જ્યાં જાય છે ત્યાં કહે છે. કે આવી હ[illegible]કી રીતે પોતાનો દ્વેષ સમાજીક વેદ ધર્મા ભિમાનીઓ ઉપર તેઓ કાઢવા ચ્હાય છે, પરંતુ કોઇ પણ પ્રકારે ફાવતા નથી. અત્રે અનાવિલમા તેઓ એવો કુસંપ કરાવવા ગયા પણ તેમાંતો તેઓ લેશ પણ ફાવી શકયા નથી, અ[illegible] લાભમાં આવા મહારાજ શ્રીના કલહ વિચારથી તેમના ઉપરની મમતા ઘટી ફક્ત મોઢ ચતુર્વેદી બ્રાહ્મણમા જુજ ફાવી શકયા છે પણ તે પણ ધીમે ધીમે ભુસાવા માંડયું છે, કારણ કે તેઓની જજમાન વૃત્તિ અનાવિલો સાથે રહી છે અને યજમાનો પોતાના ગોરના એવા કૃત્ય માટે સખત પગલાં ભર્યા વગર રહેતા નથી. એટલે મીંયાં દોડે દોડે ને ત્યાંના ત્યાં. ટુંકમાં એટલુંજ કહેવાનું કે મહારાજ શ્રી જેમ વધારે પ્રયત્ન કરશે તેમ સમાજ વધારેને વધરે જોસ ઉપર આવશે. એક રીતે મહારાજ શ્રીને ધન્યવાદ આપવો ઘટે છે કે તેઓના આવાગમનથી સુરત જીલ્લાની સમાજોને તેમજ સમાજીઓને અપુર્વ લાભ થયો છે. જેવો હમેશ કરતા રહો! હમોને મહારાજશ્રી ઉપર કશો અંગતદ્વેશ નથી પરંતુ જે સત્ય છે તે કહ્યા વગર ચાલતું નથી. લોર્ડકર્ઝનના કામથી પણ હિન્દુસ્તાનને લાભ શું નથી થયો? હાલમાંતો સમાજીક અને રાજદ્વારી જાગૃતિની જરૂરજ છે।

ओ३म् सान्तिः सान्तिः सान्तिः